पुस्तक
९४ थी ९६

विविध ग्रन्थमाला

वर्ष ८ मुं.
सं. १९७४

# स्वामी विवेकानंद

## भाग पांचमो.


अनुवादक:-

नर्मदाशंकर बालाशंकर पंड्या

तथा नटवरलाल गिरधरलाल शाह.



प्रकाशक:-सस्तुं साहित्य वर्धक कार्यालय.

સ્થળ:-
મુંબઈ-૨

અને
અમદાવાદ.

विविध ग्रन्थमालाः अंक १४ थी १६: वर्ष ८ मुं—सं. १९७४.

# स्वामी विवेकानंद

## एमना सदुपदेश

### भाग पांचमो.



અનુવાદકો: શ્રીયુત નર્મદાશંકર બાલાશંકર પંડ્યા–સુરત

અને શ્રીયુત નટવરલાલ ગિરધરલાલ શાહ–સીનોર



सस्तुं साहित्य वर्धक कार्यालयने माटे

સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ–અખંડાનંદ.

કાલબાદેવીરોડ–મુંબઈ.



આવૃત્તિ ૧ લી—પ્રત ૪૫૦૦. સંવત ૧૯૭૫. સન ૧૯૧૯.

મૂલ્ય—વાર્ષિક ફાળે ૦॥=॥ પાકું પૂઠું ૦॥= પો. માફ

છુટક ૦॥= અને ૧) પો. જુદું.

# ખાસ સૂચનાઓ

## ૧—આવતું પુસ્તક વી. પી. થી મોકલાશે.

૧૯૭૫ના વર્ષનું પહેલું પુસ્તક નામે " આગળ ધસો " બનતાં સુધી આસો માસમાં અને નહિ તો દીવાળી પછીથી વી. પી. કરીમોકલાશે. માટે—

**૧ જેમને નવા વર્ષથી ગ્રાહકમાં ન રહેવું હોય**

**૨ જેમનું ઠેકાણું બદલાયું હોય**

**૩ જેમને સાદાંને બદલે પાકાં પૂઠાંના ગ્રાહક થવું હોય**

ઉપલામાંનું જે કાંઇ જેમને લખવાનું હોય તેમણે આ પુસ્તક ( વિવેકાનંદ—ભાગ ૫ મો ) પહોંચતાં એક માસ સુધીમાં પોતાના નવા રજીષ્ટર્ડ નંબર સાથે બને તેટલું જલદી લખી મોકલવા મે. કરવી.

## ૨—લવાજમ અને કદ.

વિવિધ ગ્રંથમાળાનું વાર્ષિક મૂલ્ય જેનું તેજ—એટલે કે સાદાં પૂઠાં સાથે બે રૂપિયા અને પાકાં પૂઠાં સાથે ત્રણ રૂપિયા રહેશે; પરંતુ વાર્ષિક પૃષ્ઠ બે હજારને બદલે દોઢ હજાર આવશે. આ તેમજ બીજી બાબતોની વધુ હકીકત હવે પછીનાં પૃષ્ટોમાં આપેલી જણાશે.

## ૩—આફ્રિકા ઇ. દેશાવરનાં ગ્રાહકોને સૂચના.

આફ્રીકા ઇ. હિંદની બહારના દેશો કે જ્યાં વેલ્યુપેબલ મોકલી શકાતાં નથી, ત્યાંનાં વિવિધ ગ્રંથમાળાનાં ગ્રાહકોને સૂચવવાનું કે,

**આ પુસ્તક મળતાં તુરતમાંજ તેમણે સં. ૧૯૭૫ ના વર્ષનું વાર્ષિક મૂલ્ય વધારાના પોષ્ટેજ ઇ. સાથે રૂ. ૨—૬—૦ ( ચાર શીલીંગ ) અને પાકાં પૂઠાના ગ્રાહક રહેવું હોય તો રૂ. ૩—૯—૦ ( ૭ શીલીંગ ) ઠીક પડે તે રીતે નીચે જણાવેલ શિરનામે અમદાવાદ મોકલી આપવું.**

પોસ્ટલ ઑર્ડરના દર શિલીંગે હિંદુસ્થાનમાં હવે ૦ાાન્ાા મળતા હોવાથી તે હિસાબે ઉપર લખ્યું છે. વળી ૧૯૭૬ નાં પુસ્તકો મોકલવાનું પણ બને તેટલું વહેલું શરૂ કરવાનું હોવાથી બની શકે તેમણે ૧૯૭૫ ની સાથે ૧૯૭૬ ના વર્ષનું લવાજમ પણ ઉપલા હિસાબે મોકલી આપવું સારૂં છે. એ ઉપરાંત ખાતાનાં બીજાં પુસ્તકો તથા સેટોની જાહેરાત આ પુસ્તકને છેડે અપાઇ છે તેમાંથી જોઈએ તેમણે તેના મૂલ્ય ઉપરાંત ટપાલ ખર્ચ એવડું ગણીને મોકલી આપવું. શિરનામું નીચે પ્રમાણેઃ—

**MANAGER, SASTU SAHITYA VARDHAK KARYALAYA.**-AHMEDABAD ( INDIA. )

## ૪—ફરી છપાયલાં પુસ્તકો.

**સદ્ગુણી બાળકો, બાળસદ્બોધ અને બાળકોની વાતો** આ ત્રણે બાળોપયોગી પુસ્તકોની નવી આવૃત્તિઓ છપાઇને તૈયાર થઇ છે. કાગળો વગેરેની મોંઘવારી બદલ ખોટ ખમી લેનાર ગૃહસ્થો મળી આવવાથી કિંમત પ્રથમના જેટલીજ રખાઈ છે.

## ૫—પ્રભુમય જીવન.

એક અંગ્રેજી ગ્રંથના ભાષાન્તરરૂપે આ ગ્રંથ વિવિધગ્રંથમાળાના ૯૭–૯૮મા પુસ્તક તરિકે પ્રકટ થયા પછી તેની છુટક માગણી પણ પુષ્કળ થયા કરવાથી તે ફરીથી છાપવા અપાઈ ચૂક્યું છે. મહિના માસમાં આઠેક આનાની કિંમતથી તે બહાર પડશે. "**અનંતાનુભૂતિ કિંવા અનંતજીવન**" એવા નામથી એજ ગ્રંથનું એક બીજું ભાષાંતર થોડા વખતપર **ગુજરાતી પ્રેસ** તરફથી પણ રૂ. સવાબેની કિંમતે પ્રસિદ્ધ થયું છે અને ભાષાન્તર ઉમદા હોવાનું જણાવાયું છે. આ સંસ્થાદ્વારા નિકળતાં પુસ્તકો માત્ર સસ્તાંજ છે, કે તેની સાથે

ભાષાંતર વગેરેમાં સારાં પણ છે ? તે સમજવા માટે આ બંને ભાષાંતરો સરખાવી જોવાનું વાંચકવર્ગને ઠીક સુગમ થશે.

### ૬—ભાગવતનો એકાદશસ્કંધ.

ઉપલું પુસ્તક પણ હવે ખલાસ થયું છે. ગુજરાતી પ્રેસે છાપેલો એકાદશ સ્કંધ તેજ ઠેકાણેથી ( મુંબઇ—૧ ) હજી મળશે ખરૂં.

### ૭—મ્હોટાં તેમજ માળાઓનાં પુસ્તકો.

વિવિધ તથા ચરિત્રમાળાના આગલા સેટો થોડા થોડાજ રહેવાથી નિકાલને ખાતર હવેથી તેમાંનું દરેક પુસ્તક છુટું પણ અપાશે. ઘણુંખરાં મ્હોટાં પુસ્તકો પણ થોડાં થોડાંજ રહેવાથી વહેપારીઓ પાછળથી વધુ કિંમત ન પડાવે તેટલા સારૂ તે તેમને અપાવાં બંધ થયાં છે. આ વિષયની વિગતે જાહેર ખબર આ પુસ્તકની છેવટે અથવા છુટા ચોપાનીયારૂપે અપાયલી જણાશે.

## આર્થિક સહાય.

સં. ૧૯૭૨ સુધીનો હિસાબ બહાર પડયા પછીથી જુદાં જુદાં ખાસ નિમિત્તો બાબત મળેલી નીચે મુજબની સહાય આભાર સહિત સ્વીકારવામાં આવી છે.

રૂ. ૯૦૦ શેઠ રમણલાલ કેશવલાલ મુ. પેટલાદ તરફથી તેમના વડિલ બંધુ સ્વ. શેઠ નારાણભાઇ કેશવલાલ નિમિત્તના ફંડમાંથી વાલ્મીકી રામાયણના ભાષાન્તર ખ. ખર્ચ બદલ. તા. ૧૩—૭—૧૯૧૭.

૬૫૦ જીવણલાલ અને કું. વાળા શેઠ જીવણલાલ મોતીચંદ અને રામજીભાઇ હંસરાજ તરફથી સહગુણી બાળકો,

બાળકોની વાતો અને બાળસદ્બોધ, આ ત્રણ બાળોપયોગી પુસ્તકોની નવી આવૃત્તિઓ (કુલ પ્રત ૧૧૯૦૦) હાલ છપાવી, તેની કિંમત, કાગળો ઈ. ની મોંઘારતને લીધે વધુ ન રાખવી પડે તે નિમિત્ત. રૂ. ૨૫૦) તા. ૪–૮–૧૯. રૂ. ૪૦૦) તા. ૨૩–૭–૧૯.

૧૨૦૦ મુંબાઈ નિવાસી એક શુભેચ્છક સદ્ગૃહસ્થ તરફથી વિવિધ ગ્રંથમાળાનાં સં. ૧૯૭૫ નાં પુસ્તકોનું મૂલ્ય મોંઘારતને લીધે નહિ વધારવાના ખોટ ફંડ ખાતે. તા. ૪–૮–૧૯.

૧૨૦ પંડિત શોભાલાલ શાસ્ત્રી મુ. ઉદયપુર તરફથી ધર્મપુસ્તક છપાવવામાં ઉપયોગ કરવા નિમિત્ત. તા. ૪–૮–૧૯.

૨૫૫।। સ્વામીશ્રી અખંડાનંદજીના અન્નવસ્ત્રાદિ ખાતખર્ચ નિમિત્ત.

૫૦ શ્રીયુત મનુભાઇ સુબેદાર—મુંબઇ. તા. ૨૩–૪–૧૮.

૩૨ શ્રીયુત જીવણલાલ મોતીચંદ તથા રામજીભાઈ હંસરાજ—કલકત્તા. તા. ૨૩–૪–૧૮.

૨ શ્રીમતિ સોના લક્ષ્મીબાઈ—માથેરાન. તા. ૬–૫–૧૮.

૮૦ મહંતશ્રી રઘુવીરદાસજી મહારાજ—દુધરેજ. રૂ. ૫૦) તા. ૧૦–૮–૧૮ અને રૂ. ૩૦) તા. ૮–૭–૧૯.

૫।। શ્રીયુત કેશવલાલ વિ. ઠક્કર—વાંકાનેર તા. ૩૦–૮–૧૮

૭૫ શ્રીયુત હીરજી મંગળજી સૂચક—જીંજા—આફ્રીકા. રૂ. ૫૦ તા. ૧૩-૧૧-૧૮ અને રૂ. ૨૫ તા. ૧૨-૩-૧૯

૧૦ શ્રીયુત રતિલાલ નારણદાસ—પાલીતાણા. તા. ૮–૭–૧૯.

૧ એક સંત તરફથી—દુધરેજ. તા. ૮–૧–૧૯.

---

૩૧૨૫।। કુલ. મોહનીશંકર વહાલજી. વ્યવસ્થાપક.

# અનુક્રમણિકા







# શુદ્ધિપત્ર



છપાતી વેળા રેફ, હ્રસ્વ ઈ, રજ્જુ, વરડુ વગેરે ઉડી જવું એ સ્વાભાવિક જેવું થઇ પડયું છે. વાંચતી વેળા એવી અશુદ્ધિઓ સમજાઇ જાય તેમ હોવાથી અહિં માત્ર મુદ્દામ અશુદ્ધિઓજ આપેલી છે.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨ | ૧૨ | કૃપને | કૃપાને |
| ૫૦ | ૧૧ | નાદની | નિનાદ |
| ૫૪ | ૪ | જાતિનોજ | નીતિનોજ |
| ૬૩ | ૫ | નવચેતનવત | નવચેતનવંત |
| ૬૬ | ૨ | સંકડાઈને | સંકળાઈને |
| ૭૨ | ૨૪ | બીજા | બીજી |
| ૧૫૯ | ૧૩ | વિજ્ઞાનના | વિદ્વાનના |
| ૧૭૩ | ૧૨ | વાસનાનો | વાસનાને |
| ૧૯૧ | ૧૯ | મેળવાનાં | મેળવવાનાં |
| ૨૧૩ | ૨૪ | ब्रह्मण्याध्याय | ब्रह्मण्याधाय |
| ૨૧૪ | ૧૯ | અપણું | અર્પણ |
| ૨૫૧ | ૩ | દુષ્કાર્મ | દુષ્કર્મ |
| ૨૭૫ | ૧ | કાયદો છો | કાયદો છે |
| ૨૭૯ | ૧૮ | સ્વાતંત્ય | સ્વાતંત્ર્ય |
| ૩૦૪ | ૧૨ | સવ તેજ | તે સર્વ તે પોતેજ છે. |
| ૩૦૬ | ૨ | अहं निज | अयं निज |
| ૩૪૪ | ૫ | કરવા | કરતા |



ખાસ બાબતો

# વિવિધગ્રંથમાળાનું ૧૯૭૫ નું નવું વર્ષ.

## આવતું પુસ્તક વી. પી. થી મોકલાશે.

આગલા પૃષ્ઠમાં જણાવ્યા મુજબ ૧૯૭૫ નું પહેલું પુસ્તક બનતાં સુધી આવતા આસો માસમાં અને તેમ નહિજ બને તો દીવાળી પછી તુરતમાંજ પ્રત્યેક ગ્રાહક ઉપર વી. પી. થી મોકલવું શરૂ થશે. માટે તે આવ્યેથી વી. પી. ખર્ચ સાથે રૂા. બે અને એક આનો ભરીને સ્વીકારી લેવું. પાકા પૂઠાનાં ગ્રાહકોએ રૂા. ત્રણ અને એક આનો ભરવાનો છે.

**૧. જે બન્ધુઓને હવેથી ગ્રાહકમાં ન રહેવું હોય**

**૨. જેમનું ગામ યા ઠેકાણું બદલાયલું હોય**

**૩. જેમને સાદા પૂઠાનાં વર્ગમાંથી પાકાં પૂઠાના વર્ગમાં આવવું હોય**

ઉપલામાંનું કાંઇ પણ જેમને લખવાનું હોય તેમણે ભાદરવા માસની આખર સુધીમાં અવસ્ય લખી મોકલવું.

આ પ્રમાણે ન કરતાં વી. પી. આવ્યેથી પાછું વાળીને સંસ્થાને નુકસાનમાં અને પોતાની જાતને પાપમાં નાખવી એ તો ખરાબજ કહેવાય.

બહાર ગામ જવું પડવાથી કે બીજા કારણથી ઘર આગળ ન રહી શકાય તેમ હોય ત્યારે પૈસા ભરીને વી. પી. સ્વીકારી લેવાની સૂચના ઘરનાં માણસોને કે પડોશીને પ્રથમથીજ આપી રાખવી જોઇએ. વળી દશ દિવસ સુધી પોષ્ટ ઑફીસમાં વી. પી. અનામત પણ રખાવી શકાય છે.

## સંવત ૧૯૭૫ માટેનાં પુસ્તકો.

સં. ૧૯૭૫ ના વર્ષમાં નીચલામાંનાં બનશે તે તે પુસ્તકો નિકળશે અને વધુ પસંદગી જારી રહી તેમાંથી પણ કહાડવાની છુટ રહેશે.

આગળ ધસો—આ પુસ્તક પ્રખ્યાત અમેરિકન વિદ્વાન માર્ડનનાં "પુશીંગ ટુ ધ ફ્રન્ટ" નું ભાષાન્તર છે. રામકૃષ્ણ કથામૃત–ભાગ ૨ જો, વિવેકાનંદ–ભાગ ૬ ઠ્ઠો, બંકિમકૃત ધર્મતત્ત્વ, સાધના, સામાજિક વાર્તાઓ, સત્ય નિબંધાવળી, ઉપનિષદ્‌નો આદેશ, દાસત્વનાં દુઃખ, અખાની વાણી–ભાગ ૨ જો, અર્વાચીન શાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર, બોધપ્રદદૃષ્ટાંતમાળા, આરોગ્ય લેખાવળી, દેશદર્શન, આર્યોનાં પર્વ, બાળકો પ્રત્યેની ફરજ, સુબોધક નીતિ કથા. ઇત્યાદિ.

કાઉન્ટ ટૉલ્સ્ટૉય, સ્વામી વિવેકાનંદ અને નેપોલિયન બોનાપાર્ટનાં વિસ્તૃત જીવન ચરિત્રો તેમજ શારીરિક અને માનસિક ઉન્નતિને લગતાં કેટલાંક ઉત્તમોત્તમ પુસ્તકો તૈયાર થાય છે. તેમાંથી પણ યથાવકાશ નિકળશે. સર રવીંદ્રનાથ ટાગોરનું પણ એકાદ પુસ્તક બનતાં સુધી આ વર્ષમાં નિકળશે.

## લવાજમ જેનું તેજ—કદમાં ફેરફાર.

વિવિધ ગ્રંથમાળાના કદમાં અને તેટલાજ પ્રમાણમાં મૂલ્યમાં વધારો કરીને કાગળો ગ્લેજ વાપરવાનું જારી થયું, તેની સાથે સાથેજ લડાઇના કારણથી કાગળ, પૂઠાં, છપાઇની અગવડ વધતી ચાલી અને મોંઘવારીની પણ હદ રહી નહિ. કાગળોની બને તેટલી સગવડ શરૂઆંજ કરી લેવાઇ; પરંતુ તે ક્યાં સુધી પહોંચે ? આગળ ચાલતાં મ્હોટાં પુસ્તકો માટેના કાગળોનો ઉપયોગ પણ માળામાં કરાતો ચાલ્યો, છતાં પણ છેલ્લાં બેએક વરસોમાં વિવિધ ગ્રંથમાળા માટે

હજારો રૂ. ના કાગળો અને પૂઠાં ચારથી પાંચગણા ભાવે લેવાં જ પડયાં. અને છપાઇ, પગાર, ભાડાં વગેરે ખર્ચો વધતા ગયા તે જુદા.

આવી મોઘારતને લીધે લગભગ સર્વ માસિકો અને વર્તમાનપત્રોને કદમાં, મૂલ્યમાં કે કાગળોમાં ફેરફાર કરવો પડયો, અને મન માનતી કિંમત રાખનાર બુકસેલરોએ પુસ્તકોની છપાઈ ચુકેલી કિંમતમાં પણ વધારો કર્યો.

આવા સંયોગોમાં વિવિધ ગ્રંથમાળાના મૂલ્યમાં પણ લાગત જોગો વધારો કરવામાં આવ્યો હત તો કોઇ ના પાડે તેમ નહતું; પરન્તુ સસ્તાપણાદ્વારા સરલતાથી થઈ શકતા જ્ઞાન પ્રચારના હેતુને લઇને દરેક પ્રકારની મોઘવારીથી પીડાઈ રહેલા જનસમાજ ઉપર આ બાબતની પણ મોઘવારી ઉમેરવાનું ઠીક નહિ લાગવાથી ઉપર જણાવ્યું તેમ મ્હોટાં પુસ્તકોનું કામ બાજુ રાખીને તથા તેવા કોઈ કોઇ પુસ્તકને સ્હેજ મોંઘુ થવા દઇને પણ આ માળાને લડાઇ મટતાં સુધી જેના તેજ મૂલ્યથી અને કદથી જારી રાખવામાં આવી છે.

ઇશ્વિર કૃપાથી ગયા માસમાં સુલેહ જાહેર થઈ ચૂકી છે અને કાગળોના ભાવ ઘટયા છે; તોપણ લડાઇ પહેલાંના કરતાં હજી ત્રણ ગણા તો રહ્યાજ છે. વળી છપાવવાના અને બંધાવવાના તથા વ્યવસ્થાના ખર્ચમાં થયેલો વધારો પણ ચાલુજ છે.

## મદદ માટે વિનતિ.

આવા સંયોગો વચ્ચે ખર્ચના પ્રમાણમાં આ માળાનું મૂલ્ય એવડું કરવું પડે તેમાં નવાઇ નથી, પરન્તુ જનવર્ગની અભિરૂચિ વાંચન તરફ હજી જોઇએ તેવી દઢ થયેલી નહિ હોવાથી મૂલ્ય વધારવામાં આવતાં અનેક ચાલુ ગ્રાહકો વાંચનનો લાભ લેતાં અટકે તેમ હોવાથી એવો વિચાર રાખવામાં આવ્યો હતો કે વાર્ષિક પૃષ્ઠસંખ્યા એને બદલે દોઢ હજારની અને મૂલ્ય એને બદલે ત્રણ રૂ. કરીને

ચલાવી લેવું. પરંતુ એટલામાં આ સંસ્થા તરફ સદ્ભાવ ધરાવનાર એક ઉદારાત્માએ આ સંસ્થાને વરસ દિવસ માટે બારસો રૂ. ની મદદ આપવા રૂચિ દર્શાવતાં તે રકમનો ઉપયોગ વિવિધમાળામાં ખોટ ખમવા ખાતે કરવાનું રાખીને તેમજ બીજી મદદ જાહેર અપીલદ્વારા નિકળી આવવાની ગણત્રી રાખીને વાર્ષિક મૂલ્ય જેનું તેજ—બેજ રૂપિયા કાયમ રાખવામાં આવ્યું છે.

વિવિધ ગ્રંથમાળાનાં કાંઈ નહિ તો અરધો અરધ ગ્રાહક તો એવાં હશેજ કે જેઓ લવાજમ વધાર્યું હોત તો એકાદ રૂપીઓ કાંઇ પણ અગવડ વિના વધુ આપી શકત. તો આશા છે કે સારી સ્થિતિવાળા ગ્રાહક સજ્જનો આ બાબત તરફ યથાશક્તિ ઉદારતા દર્શાવશેજ; અને સામાન્ય શક્તિવાળા ગ્રાહકો પણ કાંઇ નહિ તો પોતાના ફાળા પુરતી રૂપિયો આઠ આનાની રકમ પણ મોકલી આપીને પોતાને માટે સંસ્થાને ખોટ ખમવા દેશે નહિ.

આ ખોટ ફંડ ખાતે વિશેષ મદદ આવી મળશે, અથવા તો કાગળ વગેરેના ભાવો સારા પ્રમાણમાં ઘટવા પામશે તો તે બચતનો ઉપયોગ આ માળામાં પૃષ્ઠની સંખ્યા વધુ આપવામાંજ થશે.

દરેક મોકલનારે આ મદદ મનીઓર્ડરથી અથવા કાર્યાલયમાં વ્યવસ્થાપકને રૂબરૂ પહોંચાડવાની છે. ગ્રંથમાળાના યા બીજા વી. પી. ભેગી તે રકમ મંગાવી લેવા લખવું નહિ.

દરેક રકમની પહોંચ ધણીના નામ–ઠામ સાથે વિવિધમાળાના પુસ્તકમાં પ્રસિદ્ધ થશે. કમમાં કમ આઠ આના સુધીની રકમ મોકલી શકાશે.

## લાઇબ્રેરીઓને સૂચના.

લાઇબ્રેરીઓ ઉપર અન્ય ગ્રાહકોની પેઠે વી. પી. નહિ મોકલાતાં તેમણે પોતાનું લવાજમ મ. ઓ. થી મોકલવું જોઇએ અથવા તો પુસ્તક વી. પી. થી મોકલવા લખવું જોઇએ. કેટલીક લાઇબ્રેરીઓ

તરફથી ગયા શિયાળામાં ૧૯૭૫ ના લવાજમના મનીઑર્ડર આવેલા, પરન્તુ ૧૯૭૫ માટે નક્કીપણું ન હતું; જેથી દિલગીરી સાથે તે મનીઑર્ડર પાછા વાળવા પડયા હતા.

**મનીઑર્ડરને બદલે વી. પી. ની રીતજ વધુ સારી છે.**

લાઇબ્રેરીઓએ અને નવા ગ્રાહક થવા ઇચ્છનારા સજ્જનોએ તેમજ ચાલુ ગ્રાહકોએ મનીઑર્ડરથી લવાજમ મોકલવા કરતાં વી. પી. ની રીતેજ પુસ્તક મંગાવીને લવાજમ ભરવું એ વધારે સગવડ તથા સલામતીભર્યું છે. મ. ઓ. ખર્ચ તો બન્નેમાં સરખોજ છે.

**લવાજમની પાવતી.**

પુસ્તક વી. પી. થી મોકલાતાં તેના ઉપર રૂપિયાના આંકડા સહિત જે શિરનામું છાપેલું હોય છે, તેનેજ લવાજમ ભરવાના દાખલારૂપ સમજવાનું છે, છતાં જેમને જુદોજ દાખલો અથવા બેવડા બીલની જરૂર હશે તેઓ અર્ધા આનાની ટીકીટ મોકલીને તે મેળવી શકશે.

**સાદાંને બદલે પાકાં પૂઠાંનાં પુસ્તકો લેવા વિષે.**

દરવર્ષની પેઠે આ વર્ષે પણ સાદાં પૂઠાંને બદલે પાકાં પૂઠાંના વર્ગમાં ગ્રાહક થવાનું ખાસ યાદ કરાવવામાં આવે છે. એક રૂપિયો વધારે ખર્ચીને અનેકગણાં પોચવડાં પુસ્તકો મેળવવાનો લાભ ખુલ્લોજ છે.

**હવે પછીથી નવા વર્ષના પહેલા પુસ્તકને બદલે પુરા થતા વર્ષનું છેલ્લું પુસ્તકજ વી. પી. થતું રહેશે.**

સં. ૧૯૭૩ ના છેલ્લા પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે હવેથી દરેક નવા વર્ષનું લવાજમ વસુલ કરવા માટે તે તે વર્ષનું પહેલું પુસ્તક વી. પી. ન કરી મોકલતાં પુરા થતા વર્ષનું છેલ્લું પુસ્તકજ વી. પી. કરી મોકલાશે. જેઓ તે વી. પી. પાછું વાળશે તેઓ તે પુસ્તક ગુમાવશે અને પોતાની બેકાળજીનું ફળ પોતેજ ભોગવશે. આ પ્રમાણે ગુમાવેલું પુસ્તક પુરી કિંમત ખર્ચવા સિવાય તેમને મળી શકશે નહિ-પછી તે ગમે તેટલી કિંમતનું હો.

ઉપલા ધોરણને અનુસરીને ૧૯૭૪ નું આ છેલ્લું પુસ્તક વી. પી. થીજ મોકલાયું હોત; પરંતુ કેટલીક અગવડને લીધે ૧૯૭૫ ના વર્ષથીજ તેમ કરવાનું રાખ્યું છે.

## પુસ્તકો ગેરવલ્લે જવા વિષે.

જેમનું કોઇ પુસ્તક ગેરવલ્લે જાય તેઓ અહીંથી તેની રવાનગીની તારીખ મેળવીને પોષ્ટ ખાતાપર અરજી કરી શકશે. જેમણે ગેરવલ્લે જવાની જુવાબદારી આ સંસ્થા ઉપરજ રાખવી હોય તેમણે દરેક પુસ્તક રજીષ્ટર્ડ કરી મોકલવા માટે દશ આનાનો જુદો મ. ઓ. મોકલવો જોઇએ.

## નવા થનાર ગ્રાહકોને ખાસ ભલામણ.

વિવિધ ગ્રંથમાળાની બાબતમાં અત્યાર અગાઉ કોઇવાર નહિ બનેલો એવો પ્રસંગ એ બન્યો હતો કે તેના ગ્રાહક થવાની માગણી તેની વધારાની છપાતી પ્રત કરતાં પણ વધુ આવી પડી હતી અને તેથી સેંકડો ગ્રાહકોને દિલગીરી સાથે નોંધી શકાયાં નહિ હતાં.

હવે નવા વર્ષથી વધુ પ્રતો છપાવવાની ગોઠવણ થયેલી હોવાથી જે સજ્જનો ઉપર જણાવ્યું તેમ આ માળાના ગ્રાહક થઇ શક્યા નથી તેમણે દીવાળી પછીથી ફરીથી ગ્રાહક થવા લખી મોકલવું.

વિવિધ ગ્રંથમાળાના ગ્રાહક થવા માટે નીચે મુજબનો પત્ર લખી મોકલવાની જરૂર છે; અને પછી ગ્રાહકમાંથી બંધ પડવું હોય ત્યારે તે મુજબની ખબર આપીને ખુશીથી બંધ પડી શકાય છે.

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' ની શાખાના વ્યવસ્થાપક,

મુ. અમદાવાદ.

વિ. કે, 'વિવિધ ગ્રંથમાળા'ના સંવત ૧૯૭૫ ની શરૂઆતથી અમને ગ્રાહક ગણી તેનાં કાર્તકથી હાલ સુધીમાં નીકળેલાં પુસ્તકો વી. પી. થી મોકલી વાર્ષિક મૂલ્ય વસુલ કરશો; અને આ તેમજ દરેક વર્ષનું પુસ્તક વી. પી. થી મોકલી તેના પછી આવતા નવા વર્ષનું

મૂલ્ય વસુલ કરતા રહેશો. અમારે ગ્રાહક નહિ રહેવું હોય ત્યારે તમને અગાઉથી ખબર આપશું.

પુસ્તકો રૂ. ત્રણ/બે ના લવાજમવાળાં પાકાં/સાદાં પૂઠાંનાં મોકલશો.

ગ્રાહક થનારનું પૂરૂં નામ ____________

ઠેકાણું ____________

ગામ ________ પોષ્ટ ________ જીલ્લો ________

તારીખ ________ ગ્રાહકની સહી.

## પત્ર લખનારાઓને ખાસ સુચના.

૧ બહુ ઝીણા અક્ષરે : તેમજ પેનસીલવડે અને ખીચોખીચ ન લખતાં સાફ વંચાય તેવી રીતે શાહીથીજ લખવું જોઇએ.

૨ દરેક પત્રમાં પોતાના પુરા નામ ઠામ સાથે પોતાનો ગ્રાહક નંબર પણ અવશ્ય લખવો જોઇએ.

૩ ઉત્તરની જરૂર હોય તેમણે બેવડીયું કાર્ડ કે ટીકીટ મોકલવી.

૪ ગુજરાતી કે હીંદી પોતાની માતૃભાષા હોવા છતાં પણ કેટલાક અંગ્રેજી ભણેલા સજ્જનો "વધુ વજન" પડવાના મોહથી યા બીજા કારણથી અંગ્રેજીમાંજ ગોટપીટ લખી મોકલે છે; પરન્તુ એ તો વજન પાડવા કરતાં વજનને ખોવા જેવું જ છે.

૫ ટપાલ યા રેલ્વે રસ્તે પુસ્તકો મંગાવનારે તેમજ વિવિધ ગ્રંથ માળાના જુના યા નવા ગ્રાહક થનારે મુંબઈ નહિ લખતાં અમદાવાદજ લખવું જોઇએ.

ઉપર પ્રમાણે નહિ થવાથી પત્રના નિકાલમાં ઢીલ થવાનો ખાસ સંભવ છે.

# વિવિધ ગ્રંથમાળાનું ૧૯૭૪નું વર્ષ.

## છપાવવામાં ઢીલ.

મોંઘેભાવે કાગળોની સગવડ કરી રાખવા છતાં છાપખાનાની સગવડ અનેક કારણોને લીધે પ્રથમના જેવી નહિ રહેવાથી ૧૯૭૪ નાં પુસ્તકો છપાવવામાં ઘણીજ ઢીલ રહેવા પડી છે; અને આ છેલ્લું પુસ્તક છેક ૧૯૭૫ ના ચોમાસામાંજ મોકલવા બને છે.

આ પ્રમાણે વિવિધગ્રંથમાળા લગભગ એક વર્ષ જેટલી પાછળ પડી જવાથી ૧૯૭૫ નું વરસ વગર પુસ્તકે અને વગર લવાજમે મૂકી દઇને હવે જે પુસ્તક વી. પી. થી મોકલાય તે ૧૯૭૬ નુંજ ગણવાનો વિચાર પ્રથમ થએલો; પરંતુ લખાણોની છતી તૈયારીએ આવો ખાડો પડવા દેવાનું ઠીક નહિ લાગવાથી તે વિચાર હાલ તુરત તો પડતોજ મુકાયો છે. એવી આશાથી કે હવે લડાઇ મટી છે તો થોડા ઘણા સમયમાં એ ખાડો પુરી શકાશે.

આ પ્રમાણે વિવિધ ગ્રંથમાળાના કામમાંજ અગવડ હોય ત્યાં પુનરાવૃત્તિઓ, નવા ગ્રંથો અને ચરિત્રમાળાની તો વાતજ શી ? સ્વતંત્ર પ્રેસની સગવડ સિવાય હવે નભવું અને જોઇતું કામ થવું અસંભવિત છે. ઈશ્વર કૃપાથી સંસ્થાના નવા અવતારની બાબત આગળ વધતી જાય છે અને આશા રહે છે કે આગળ ઉપર સર્વ અગવડ દૂર થઇ પ્રથમના કરતાં પણ અનેક ગણી સેવા બજાવવાને આ સંસ્થા શક્તિમાન થશે.

## ૧૯૭૪ ના સેટ હવે શિલક નથી.

આગળ લખેલા કારણને લીધે ૧૯૭૪ ના વર્ષનો એક પણ સેટ હવે શિલક નથી. માત્ર સર રવીન્દ્રનાથ ઠાકુરનાં " સંસ્મરણો " અને " સ્વામી વિવેકાનંદ ભાગ ૫ મો " એ બે પુસ્તકોજ થોડાં થોડાં રહેલાં હોઇ પહોંચશે ત્યાં સુધી છુટક કિંમતે મળી શકશે.

**૧૯૭૪ ના વર્ષનાં પુસ્તકોનો પૃષ્ઠમેળ.**

| ગ્રંથાંક | ગ્રંથનું નામ | પૃષ્ઠ સંખ્યા | ચિત્ર |
|---|---|---|---|
| ૮૫ થી ૮૮ | રામકૃષ્ણ કથામૃત–ભાગ ૧ લો | ૬૫૬ | ૧ |
| ૮૯ થી ૯૧ | યુવકરત્ન | ૫૦૪ | ૧ |
| ૯૨ થી ૯૩ | સંસ્મરણો | ૨૫૬ | ૦ |
| ૯૪ થી ૯૬ | વિવેકાનંદ–ભાગ ૫ મો | ૩૯૨ | ૧ |
| | | ૧૮૦૮ | ૩ |

બહારની જાહેર ખબરોનાં પૃષ્ટ પંદરેક એમાંથી બાદ કરી ચિત્ર બદલ પૃષ્ટ ૪૮ ઉમેરવાનાં છે.

જણાવવાની જરૂર નથી કે ગયા ૧૯૭૩ નાં વર્ષમાં પૃષ્ઠસંખ્યા વધી જવાથી તેના બદલામાં સોથી બસો પૃષ્ઠ ૧૯૭૪ ના વર્ષમાં ઓછાં આવવાનું પ્રથમથીજ જણાવાયું હતું. **વ્યવસ્થાપક.**



# શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢીયારનો સ્વર્ગવાસ.



સ્વર્ગના નામવાળાં અને બીજાં અનેક પુસ્તકો, લેખો અને ભાષણોદ્વારા ગુજરાતની ઉમદા સેવા બજાવનાર વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયારનો દેહાંત મુંબઈમાં કોલેરાના વ્યાધીથી ગઇ તા. ૧૮–૭–૧૯ સંવત ૧૯૭૫ ના અસાડવદ ૬ શુક્રવારે પ્રાતઃકાળે થયો છે. ગુજરાતે આથી એક આનંદી અને ઉદાર સાહિત્યસેવક ગુમાવ્યો છે.

આ સંસ્થા તરફથી નિકળેલાં “ નવા યુગની વાતો ”ના બે ભાગ, “ બાળકોની વાતો ” “ નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુના જીવનમાંથી લેવાનો બોધ ” “ નશિબ ફેરવવાની કુંચી ” આ પાંચ ન્હાનાં પુસ્તકો તેમણે પૂર્ણ નિષ્કામભાવથી તૈયાર કરી આપ્યાં હતાં;

અને બીજાં પણ બે ત્રણ પુસ્તકો 'વિવિધ ગ્રંથમાળા', માટે તેમણે તૈયાર કર્યાં હતાં. તેમનું લખેલું "સાચું સ્વર્ગ" નામનું ઉપયોગી પુસ્તક વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થએલું વાંચકોના સ્મરણમાંજ હશે. તેમના સંબંધમાં "ઉત્પત્તિ સ્થિતિ અને ભવિષ્ય" એ પુસ્તકમાં નીચે મુજબની નોંધ તેમની હયાતીમાંજ લેવાઇ હતી.

"એઓ આર્થિક અથવા કારોબારી સહાય આપી શકે તેમ નહિ હોવા છતાં સસ્તા સાહિત્યના કાર્ય પ્રત્યે તેમની ખાસ સહાનુભૂતિ હોવાને લીધે તેમને સભ્ય નીમવામાં આવ્યા હતા. સંસ્થાના કામની શરૂઆત વખતે તેઓ મુંબઇમાં રહેતા હોવાથી અનેક વખત તેમનો મેળાપ થતો, અને સસ્તા સાહિત્યની વાતચીતમાં તેઓ બહુજ રસ લેતા. રહેવા જમવાની સગવડને માટે નાથીબાઇનો સંન્યાસી આશ્રમ શહેરથી બહુ દૂર હોવાથી કાર્યની સગવડને માટે અનેક વખત શહેરમાં રહેવું પડતાં જે ચાર પાંચ સ્થળોનો ઉપયોગ થતો, તેમાં અમૃતલાલભાઇની ઓરડાની ખીચડીમાં જે મોજ આવતી તેવી બીજે મિષ્ટાનમાં પણ ભાગ્યેજ આવતી. એક વખત તેમની પીછાણનાં એક ગૃહસ્થ કુટુંબનાં બાઇને તેમણે વાત કરવાથી તેઓ ગીતાની બીજી આવૃત્તિ છપાવવામાં નાણાં રોકવા તૈયાર થયાં હતાં; પરંતુ જાતે રહ્યાં બાઇ માણસ, એટલે કદાચ કોઈ વખત વચમાંજ નાણાં માગી બેસે તો મુશ્કેલી; માટે જો પઢીયાર પોતાના નામથી એ નાણાં લઇને સંસ્થાને આપે અને સંસ્થાને તે બાઈની સાથે સંબંધ ન રહે, તોજ તેમનું નાણું લેવું યોગ્ય લાગવાથી પઢીયારે ખુશીની સાથે તે પ્રમાણે કર્યું હતું. મુંબઇમાં જો તેમની પુસ્તકોની વખારવડે નિભી શક્યું હત તો સ્વતંત્ર સ્થળની સગવડ ન કરવી પડતાં ગમે ત્યાં સુધી તેમની વખારનો ઉપયોગ કરવાની તેમની રજા હતી. સંસ્થા તરફની વિવિધ ગ્રંથમાળા માટે જ્યારે પણ માગણી કરવામાં આવે ત્યારે એકાદ બે અંકનું પુસ્તક કશોજ બદલો લીધા વિના લખી આપવાને તેઓ તત્પર રહેતા

આવ્યા છે. એક માસિકમાં એકસમયે એવી મતલબનો લેખ આવ્યો હતો કે આ સંસ્થાના નેતા અને આત્મા તેઓ (પઢીયાર) છે, જેથી તે લખવું અયોગ્ય હોવાનો ખુલાસો તેમણે તે માસિકપર પહોંચાડવા સારૂ લખી મોકલ્યો હતો. પરંતુ એવી નજીવી બાબત માટે તેમ કરવાની જરૂર સમજવામાં આવી ન હતી. પુસ્તકો છપાવવામાં ઉછી દાખલ નાણાં રોકનાર ભાગ્યેજ કોઇક નિકળી આવતું એવા સમયમાં એક પ્રસંગે તેમણે પોતાનાં શિલક પુસ્તકો ગીરવી મૂકવા સુધીની તત્પરતા બતાવી હતી; પરંતુ સેવક તેટલી હદ સુધી જવા માગતો ન હોવાથી તેમજ તેઓને પણ પોતાનાં પુસ્તકો કરજાઉ નાણાંવડેજ છપાવવાં પડતાં હોવાથી તે મુજબ કરવામાં આવ્યું ન હતું."

લોકસેવાની ઉમદા ઉમેદોને સાથે લઈ સ્વર્ગે સીધાવનાર આ ભક્તાત્માને માટે હવે એજ ઇચ્છવાનું કે નવા સુદ્રઢ તન મન વડે તે ભારતમાતાના અંકને સત્વર દીપાવે અને પોતાની સેવાધર્મની ઉમદા ભાવનાઓને અમલમાં લાવી અનુપમ અમૃતત્વ મેળવે.

જૂનાં લૂગડાં ક્હાડી નાખી નવાં પહેરવા માટે માણસ જેમ ઓરડીમાં જાય છે તેમ અછેદ્ય—અભેદ્ય જીવાત્માનું કહેવાતું મરણ પણ જૂના શરીરને તજી નવું સારૂં શરીર ધારણ કરવા માટે પડદે થવારૂપજ હોવાથી સાધુ આત્માઓ પોતાના યા અન્યના શરીરપતનને માટે ક્લેશ કરતા નથી. સાધુ—સંતોનાં મૃતશરીર, રડવા કકળવાને બદલે વાજતે ગાજતે ક્હાડી જવાનું કારણ પણ એ આર્યસિદ્ધાંતજ છે.

તેટલા માટે દિલગીરી દર્શાવવા જેવું અને શાંતિ ઇચ્છિવા જેવું હોય તો શરીર ત્યજનારા સુજ્ઞજનોને માટે નહિ, પરન્તુ શરીર અને તેના વિકારાદિમાં અહં—મમત્વ ધારણ કરાવનારા અજ્ઞાનની ઘોર (કબર)માં જીવતે જીવત દટાઈ રહી અનેકવિધ પાપ—તાપને ખમ્યા કરનારાં હયાત મનુષ્યોને માટેજ છે. તેમને તે વિપરીતભાવો સમજાઈ પલટાઇને તેઓ સુખ શાન્તિ પામે એવી ભાવના સાથે ॐ તત્સત્ । અખંડાનંદ.

# ગ્રંથસ્વીકાર.



નીચેનાં પુસ્તકોની પ્હોંચ આભારસહિત સ્વીકારવામાં આવે છે. ખરીદવા ઇચ્છનારે આ સંસ્થાપર ન લખતાં પ્રસિદ્ધકર્તાનેજ લખવું.

**જગતનો વાર્તારૂપ ઇતિહાસ—ગ્રંથ ૨ જો.** ( ભાગ ૪-૫ ) શ્રીસયાજી સાહિત્યમાળા-પુષ્પ ૨૬ મું. ભાષાંતર કરનાર ગોકળદાસમથુરાંદાસ શાહ. મળવાનું ઠેકાણું બુકસેલર મોહનલાલ મનસુખ શાહ—વડોદરા. ડેમી આઠપેજી પૃષ્ઠ ૫૫૬, કાગળગ્લેજ, પૂઠું પાકું સોનેરી, મૂલ્ય રૂ. ૩.

**ક્રોમોપથી અથવા રંગથી રોગ મટાડવાનું નવીનશાસ્ત્ર—** લેખક ડોકતર મહાદેવ પ્રસાદ, પ્રકાશક ભોગીલાલ ત્રિકમલાલ વકીલ, 'ધન્વન્તરિ 'ના અધિપતિ—વિસનગર. રોયલ સોળ પેજી પૃષ્ઠ ૩૬૦, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય રૂ. ૨, ધન્વંતરી માસિકના ગ્રાહકોને ભેટ.

**મા અને છોકરાં**—કર્તા સ્વ. નારાયણ હેમચન્દ્ર, પ્રકાશક ભીખાભાઈ કુબેરભાઇ પટેલ, ચરોત્તર એજ્યુકેશન સોસાઇટી—આણંદ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૧૬૪, કાગળ ગ્લેજ, પૂઠું મધ્યમ, મૂલ્ય. ૦।

**ડૂબતું વહાણ** કિંવા પવિત્રતાની પ્રસાદી—ભાષાન્તર કર્તા ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, પ્રકટકર્તા કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી, લલિત વાઙ્મય ગ્રંથમાળા—અમદાવાદ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૪૮૮, કાગળગ્લેજ, પૂઠું પાકું સોનેરી, મૂલ્ય તે માળાનાં ગ્રાહકો માટે રૂા. ૨। છુટક રૂા. ૩.

**પ્રભુ ભકિતનાં કાવ્યો**—સંપાદક હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, પ્રકાશક સાકરલાલ બુલાખીદાસ બુકસેલર, બાલાહનુમાન—અમદાવાદ. સોળ પેજી પૃષ્ઠ ૧૬૮, કાગળગ્લેજ પૂઠું, સાદું, મૂલ્ય રૂ. ૦॥

**કૃષ્ણ કથા**—અસલ ઉર્દુમાં લખનાર ખ્વાજા હસન નિઝામી સાહેબ દહેલવી, અનુવાદક નિઝામુદીન એ. કુરેશી, પ્રકાશક નિઝામીયા

બુક ડીપો, ત્રણદરવાજા—અમદાવાદ. ડેમી બાર પેજી પૃષ્ઠ ૧૭૨, કાગળ ગ્લેજ, પૂઠું મધ્યમ, મૂલ્ય રૂ. ૧.

**પ્રભુચરણે પ્રાર્થનાનાં પદ**—રચી પ્રસિદ્ધ કરનાર કેશવલાલ હરગોવિંદ શેઠ. મળવાનું ઠેકાણું જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ—અમદાવાદ. સોળ પેજી પૃષ્ઠ ૬૪, કાગળ રફ, પૂઠું સાદું, રૂા. ૦ાા

**થીઓસોફીનાં મૂળતત્ત્વો**—અનુવાદક મણિલાલ નથુભાઇ દોશી, પ્રકાશક અંબાલાલ હરગોવિંદદાસ ગાંધી, પંડયાપોળ—અમદાવાદ. સોળ પેજી પૃષ્ઠ ૧૨૮, કાગળ ગ્લેજ, પૂઠું મધ્યમ, મૂલ્ય રૂ. ૦ા~

**પ્રભુને નામે તથા મહાત્માનું હૃદય**—અનુવાદક તથા પ્રકાશક મણિલાલ નથુભાઇ દોશી, રતનપોળ—અમદાવાદ. સોળપેજી પૃષ્ઠ ૧૦૦, કાગળ ગ્લેજ, પૂઠું મધ્યમ, મૂલ્ય. ૦)≡

**જ્ઞાતિ—સુધારણા**—પ્રયોજકો અને પ્રકાશકો ઠા. શિવદાસ ચાંપસી ભીમજી તથા ઠા. લીલાધર હરિરામ ભીમજી—કચ્છ—નેત્રા. રોયલ સોળ-પેજી પૃષ્ઠ ૧૮૪, પૂઠું સાદું, કાગળ ગ્લેજ, અમૂલ્ય.

**રાજર્ષિ ચંદ્રજિત**—અનુવાદક મગનલાલ મુગટરામ ભટ્ટ—નાંદોદ. પૃષ્ઠ ૬૪, મૂલ્ય. ૦ા≈

**રત્ન ગીતાવલી**—પ્રકાશક ડો. ભાઇલાલ કપુરચંદ શાહ—નાર. પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦)≡

**નવાયુગનાં કીર્તન**—સંપાદક હરિલાલ માણેકલાલ દેશાઇ અને કલ્યાણરાય નથુભાઇ જોશી—વડોદરા. પૃષ્ઠ ૩૨, મૂલ્ય ૦)–ı

**પ્રેમવાણી ભજનમાળા (ભાગ ૪ થો)**—બનાવનાર હરિભક્ત સોમનાથ બુલાખીદાસ, સરસપુર—અમદાવાદ. પૃષ્ઠ ૬૮, મૂલ્ય. ૦ા

**જર્મન જાસુસ સ્ત્રી** અને સ્વદેશભક્ત રૂશિયન—પ્રકાશક ભીખાભાઈ છોટાલાલ ચોધરી,—વડનગર. સોળપેજી પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦ા

**લક્ષ્મી હૃદયવાણી**—પ્રકાશક લક્ષ્મીપ્રસાદ ઝવેરીલાલ ઠાકર, નડિયાદ. સોળપેજી પૃષ્ઠ ૨૪, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય રૂા. ૦ા

**બોધવચનો**—પ્રકાશક વકીલ બળવંતરાય રઘુનાથજી દેસાઈ—વડોદરા. બત્રીસપેજી પૃષ્ઠ ૬૦, મૂલ્ય લખ્યું નથી.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી—અમદાવાદ તરફથી મળેલાં પુસ્તકો.**

કદ સુપરરોયલ સોળ પેજી, કાગળ ગ્લેજ, પૂઠા પાકાં.

**સુભદ્રા હરણ**—કવિ પ્રેમાનંદરચિત સંપાદક અંબાલાલ બુલાખીરામ જાની. પૃષ્ઠ ૩૮૮, મૂલ્ય રૂા. એક.

**મહાભારતની નીતિકથાઓ**—ભાષાન્તર કર્તા મગનલાલ હરિકૃષ્ણ મહેતા. પૃષ્ઠ ૪૨૪ મૂલ્ય રૂા. એક.

**માનસશાસ્ત્ર**—અનુવાદ કર્તા—હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ. પૃષ્ઠ ૬૨૫, મૂલ્ય રૂા. એક.

**ગુજરાતી ભાષાનો કોશ**—વ્યંજન વિભાગ ડ. થી ઝ સુધી. રોયલ આઠપેજી પૃષ્ઠ ૧૭૬, પૂઠું સાદું, મૂલ્ય રૂા. એક.

**ઈશ્વરસ્તુતિ**—પ્રયોજક અમૃતલાલ સુંદરજી પઢીયાર, પ્રકાશક ચુનીલાલ વર્ધમાન શાહ.—અમદાવાદ. પૃષ્ઠ ૩૬, મૂલ્ય લખ્યું નથી.

## સંસ્કૃત પુસ્તકો.

**વૈષ્ણવોના નિત્યપાઠના ૨૪ ગ્રંથ**—પ્રકાશક રણછોડદાસ વરજીવનદાસ પેટલાદી, માધવ ભુવન, કાંદાવાડી—મુંબઈ. બત્રીસ પેજી પૃષ્ઠ ૨૫૪, કાગળગ્લેજ, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૦।

**શ્રી પુરૂષોત્તમ સહસ્રનામ**,—પ્રકાશક ઉપર પ્રમાણે. બત્રીસ પેજી પૃષ્ઠ ૭૧૨, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૦॥~

**બ્રહ્મમીમાંસાન્તર્ગત ચતુઃસૂત્રી**—પ્રકાશક ટોળક શુભેચ્છક સભાધિકાતા—ભાવનગર. રોયલ સોળપેજી પૃષ્ઠ ૨૧૨, કાગળ ગ્લેજ, પૂઠું બોર્ડ પટીનું, મૂલ્ય લખ્યું નથી.

**વેદાન્ત પરિભાષા**—સ્વામીશ્રી શાન્ત્યાનન્દ સરસ્વતીકૃત, પ્રકાશક છોટાલાલ નરભેરામ વ્યાસ, મહમદવાડી—વડોદરા. સોળપેજી પૃષ્ઠ ૧૫૦, કાગળ ગ્લેજ. પૂઠું બોર્ડપટીનું, મૂલ્ય લખ્યું નથી.

## હિંદી પુસ્તકો.

**શ્રીમદ્ ભગવદ્ ગીતા** અથવા ભગવદાશયાર્થ દીપિકા, અન્વયાંકુ ાનુસાર શબ્દાર્થ, ભાષાનુવાદ, વ્યાખ્યા તથા અર્થ નિર્ણાયક ટિપ્પણી ઇત્યાદિ સમેત. ( અધ્યાય ૬ સુધી. ) લેખક વ પ્રકાશકઃ આર. એસ. નારાયણ સ્વામી—લખનઉ. ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૮૩૦, કાગળ ગ્લેજ, પૂઠું પાકું સોનેરી, મૂલ્ય રૂ. ૩, સાધારણ સંસ્કરણ રૂ. ૨,

**સ્વામીશ્રી નિત્યાનંદ સરસ્વતીજીકા જીવન ચરિત્ર**— પ્રસિદ્ધ કર્તા શેઠ રણછોડદાસ ભવાન તથા આર્ય્ય પ્રતિનિધી સભા—મુંબઈ. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૪૩૬, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય રૂ. ૨)

**સુબોધ ચંદ્રિકા**—કર્તા પરિવાટ સ્વામી ઓધાનંદગિરી, મળવાનું ઠે. અમદાવાદ, કાલુપુર, માળાની ખડકીમાં ખુશાલદાસ ગોપાલદાસ. ડેમી આઠ પેજી, પૃષ્ઠ ૪૪૮, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, રૂ. ૨॥.

**બત્તીસ રહસ્ય**—લેખકઃ અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈશ્નવ, પ્રકાશક શાહજી મોહનરાજજી તેજરાજજી મુ. જોધપુર. ડેમી આઠ પેજી. પૃષ્ઠ ૧૫૨, કાગળ ગ્લેજ, પૂઠું બોર્ડપટ્ટીનું, અમૂલ્ય—ફ્રી.

**મોક્ષમાર્ગ**—રચયિતા બ્રહ્મનિષ્ઠ શ્રી બસંતરામ શર્મા, પ્રકાશક શ્યામસ્નેહી વિશુદ્ધાનંદ. ઠે. આગાકા ટંડા, હૈદ્રાબાદ—સિંધ, ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૧૧૨, કાગળ ગ્લેજ, પૂઠું કાગળનું સાદું, મૂલ્ય રૂ. ০।≈

**ભારતીય યુવાઓંકી શરીરરક્ષા**—લેખક પ્રોફેસર માણિકરાવ, પ્રકાશક જયદેવ બ્રધર્સ—વડોદરા, પૃષ્ઠ ૭૨, મૂલ્ય રૂ. ০।~.

**ઉત્તમ સંતતિ**—સુદ્રઢ, સુન્દર ઔર સદાચારી સંતાન ઉત્પન્ન કરનેકા શાસ્ત્ર. પ્રયોજક વ પ્રકાશક વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી—અમદાવાદ. સોળપેજી પૃષ્ઠ ૫૮૪, કાગળગ્લેજ, પૂઠું પાકું સોનેરી, મૂલ્ય રૂ. ૧॥

**બાલકોંકી બાતેં**—અમૃતલાલ સુંદરજી પઢીયારકૃત બાળકોની વાતો નામના ગુજરાતી પુસ્તકનો અનુવાદ. કર્તા બાબુ મહાવીર પ્રસાદ

ગહમરી, પ્રકાશક રામસુન્દર રામ મુ. ગહમર, જીલ્લા ગાજીપુર. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૯૬, કાગળ ગ્લેજ, પુઠું સાદું, મૂલ્ય રૂ. ૦—૮—૦

## પ્રતાપ કાર્યાલય—કાનપુર તરફનાં પુસ્તકો.

દરેકની સાઈઝ સુપરરોયલ સોળપેજી અને પૂઠાં સાદાં તથા શોભીતાં છે.

| | | |
|---|---|---|
| મેરે જેલકે અનુભવ ( મહાત્મા ગાંધી લિખિત ) | પૃષ્ઠ ૯૦. | રૂ. ০।= |
| દેવી જોન અર્થાત સ્વતંત્રતા કી મૂર્તિ. ... ... | ૯૦ | રૂ. ০।= |
| ત્રિશૂળ તરંગ—હીંદી કવિતાઓનો સંગ્રહ. ... | ૧૧૨ | રૂ. ০॥ |
| રાષ્ટ્રીય વીણા—દેશભક્તિ કી કવિતાયેં. ... ... | ૧૧૨ | રૂ. ০॥ |
| કૃષ્ણાર્જુનયુદ્ધ—નાટક... ... ... ... | ૧૧૨ | રૂ. ০॥ |
| ભારતકે દેશી રાષ્ટ્ર... ... ... ... | ૨૪૦ | રૂ. ০॥। |
| શ્રીકૃષ્ણ ચરિત. ... ... ... ... | ૯૬ | રૂ. ০।= |
| ભીષ્મ—નાટક. ... ... ... ... | ૧૧૨ | રૂ. ০॥ |
| રૂસકા રાહુ—રાસપુટિન. ... ... ... | ૧૧૨ | રૂ. ০।= |

## મરાઠી પુસ્તકો.

**સ્વામી વિવેકાનંદ યાંચે ચરિત્ર**—ભાગ પાંચવા. સંપાદક. રામચન્દ્ર નારાયણ મંડલિક, રામતીર્થ કાર્યાલય, ગીરગામ મુંબઈ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૭૬૩ થી ૯૧૪, કાગળગ્લેજ, પૂઠું સાદું મૂલ્ય০॥।=

**સ્વામી વિવેકાનંદ યાંચે ચરિત્ર**—ભાગ સહાવા. સંપાદક ઉ. ઉપર મુજબ; પૃષ્ઠ ૯૧૫ થી ૧૦૮૨, મૂલ્ય ০॥।=

**સ્વામી વિવેકાનંદ યાંચે ચરિત્ર**—ભાગ સાતવા. સંપાદક ઉ૦ ઉપર મુજબ. પૃષ્ઠ ૧૦૮૩ થી ૧૨૪૦ મૂલ્ય. ০॥।=



સ્વામી વિવેકાનંદજી-કટીબદ્ધ.

# स्वामी विवेकानंद

## एमना सदुपदेश.

### भाग ५ मो.



## શું આત્મા અમર છે?



[ ન્યૂયૉર્ક મૉર્નિંગ એડ્વર્ટાઈઝર નામના પત્રમાં ઉપરોક્ત પ્રશ્ન વિષે જે ચર્ચા ઉભી થઇ હતી તેના સંબંધમાં સ્વામીજીએ એ પત્રદ્વારા આ લેખ પ્રગટ કર્યો હતો. ]

" विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ।"

" એહ અવ્યયનો નાશ, કોઇયે ન કરી શકે."

ભગવદ્ગીતા ૨, ૧૭.

મહાભારત નામના સંસ્કૃત મહાકાવ્યમાં એક એવી કથા છે કે એકવાર યુધિષ્ઠિરને ધર્મે પ્રશ્ન પૂછ્યો કે જગતમાં સર્વથી વિશેષ આશ્ચર્યકારક શું છે? ત્યારે તેમણે જવાબ આપ્યો કે, મનુષ્યો પોતાની આસપાસ પ્રત્યેક પળે મૃત્યુનાં દૃષ્ટાંત જુએ છે, છતાં પોતે અમર છે એવી જ માન્યતા તેને રહ્યા કરે છે એ જ મને સર્વથી વિશેષ આશ્ચર્યકારક લાગે છે. તત્વજ્ઞાનના ભિન્ન ભિન્ન અનેક સંપ્રદાયોએ જૂદા જૂદા યુગમાં એ માન્યતાને શિથિલ કરવા માટે અનેક પ્રકારની દલીલોનો ઘણો સબળ પ્રયોગ કર્યો હતો, તે છતાં ઇન્દ્રિયગમ્ય અને અતીન્દ્રિય સૃષ્ટિની વચ્ચે આવેલો અનાદિ ગૂઢ પડદો તોડવામાં નિષ્ફળતા જ મળી છે અને લોકો એવી રીતે જ વર્તતા આવ્યા છે કે જાણે અમે અમર છીએ.

આ પ્રશ્નનો આપણે જીવનપર્યંત અભ્યાસ કર્યા કરીએ તો પણ મનુષ્યની અબાધિત વિચારશક્તિને સંતોષ થાય એવી રીતે જીવન અને મૃત્યુના સિદ્ધાંતને સિદ્ધ કરવાને, તેમજ આત્મા અમર છે અથવા નથી, એ બેમાંથી એક પણ સિદ્ધાંતને નિશ્ચયાત્મકપણે સાબીત કરવાને આપણે કદિ સમર્થ થઇશું નહિ. મનુષ્યજીવનના શાશ્વતપણા વિષે અથવા તેના અલ્પજીવીપણા વિષે આપણે ગમે તેટલાં ભાષણો આપીએ, ચર્ચાઓ કરીએ, નિબંધો લખીએ, હિમાયત કરીએ, એક એકથી વધારે ગૂંચવણ ભરેલા દર્શનશાસ્ત્રના નવા નવા પારિભાષિક શબ્દો યોજી કહાડીએ, અને "આપણે એ પ્રશ્નનું છેવટનું નિરાકરણ કરી જ નાખ્યું છે અને હવે એ વિષે કશું નવું કહેવાનું રહેતું નથી" એવી ખોટી ભ્રાન્તિથી આપણા હૃદયને ઠગીને ભલે આપણે ઘડીભર નિશ્ચિંતપણે બેસીએ; કદાચ જગતમાં ચાલતી અનેક વિચિત્ર ધાર્મિક કુમાન્યતાઓમાંની એકાદને આપણે આપણા તમામ માનસિક બળથી ચુસ્તપણે વળગી રહીએ અથવા તેમ ન કરીએ તો એવી કુમાન્યતાઓ કરતાં પણ વિશેષ ભયંકર વૈજ્ઞાનિક કુમાન્યતાઓના ગુલામ બની જઇએ; ઉપર કહેલી જુદી જુદી અવસ્થાઓમાંથી ગમે તે એકને આપણે આપણી પોતાની કરી લઇએ છતાં આખરે આપણને એમ જ માલમ પડશે કે વિચારશક્તિ અને શ્રદ્ધા વચ્ચેનો આ સંગ્રામ સનાતનકાળથી ચાલ્યો આવે છે અને કદાચ વિચારક શક્તિ થોડો વખત વિજયી થતી જોવામાં આવે છે તોપણ આખરે તો જ્યાં તે પ્રથમ પરાજિત થઈ હતી ત્યાં ને ત્યાં જ આવીને બેસે છે અને મનુષ્યના અમરત્વનો પ્રશ્ન તો હજારો વર્ષપર હતો તેવો ને તેવો જ વિવાદિત રહે છે.

પરંતુ આ તુમુલ સંગ્રામ અને મન્થનની પાછળ એક અત્યંત મહત્વની બાબત આજદિન સુધી અપ્રતિહતપણે જેમની તેમ ઉભેલી

જોવામાં આવે છે કે આપણું મન આપણા અંતિમ વિનાશનો ખ્યાલ સરખો પણ લાવી શકતું નથી. ઉપર જણાવેલા મહાભારતના પ્રસંગમાં પણ એજ આશ્ચર્યકારક સત્ય બતાવવામાં આવ્યું છે; અને તે દર્શાવી આપે છે કે આપણા વિનાશની કલ્પના કરવા માટે પણ આપણને આપણાથી તટસ્થપણે—સાક્ષી રૂપે ઉભા રહેવાની જરૂર પડે છે.

આ અદ્‌ભુત સત્યનું રહસ્ય સમજવાનો યત્ન કરતાં પહેલાં એક વાત તો પ્રથમથી જ જાણી લેવી જોઇએ કે આ સત્યના ઉપર આખા જગતનો આધાર છે. બાહ્ય જગતનું શાશ્વતપણું આંતર્ જગતના શાશ્વતપણા સાથે અનિવાર્ય રીતે સંકળાયલું છે અને એક સૃષ્ટિનું શાશ્વતપણું સ્થાપન કરીને બીજી સૃષ્ટિના અસ્તિત્વનો ઇનકાર કરવા માટે ગમે તેવી સબળ દલીલ ઘડી કહાડવામાં આવે તો પણ એ દલીલ ઘડનારને પોતાને જ પ્રતીત થશે કે જગતના આદિ કારણના એક અંગ તરીકે બાહ્ય તેમજ આંતર્ જગતના શાશ્વતપણાનો સ્વીકાર કર્યા વગર તેની પોતાની જ દલીલની સંકલનાનો એક પણ વિચાર ઉત્પન્ન થવો અશક્ય છે. તેની સાથે ઉલટ પક્ષે આ પણ એક ઉઘાડું સત્ય છે કે જ્યારે આપણું મન તેની સીમાઓને ઓળંગી જાય છે ત્યારે જગતમાં પ્રતીત થતો દ્વૈતાભાસ કમી થતાં થતાં છેક અવિચ્છિન્ન એકતામાં પરિણામ પામે છે અને નિર્વિશિષ્ટ બ્રહ્મનું વિશિષ્ટ સ્વરૂપ જે બાહ્ય જગત્ છે તે એકલું જ જોનાર વ્યક્તિને પોતાને માટે તો અસ્તિત્વ ધરાવે છે અને તેનું એકલાનું જ તેને જ્ઞાન થઈ શકે છે. એથી ભિન્ન જગતનું અસ્તિત્વ હોય તો પણ તેને માટે તે નકામું છે, કેમકે તે વિષે તે કાંઈ પણ જ્ઞાન પ્રાપ્ત કરવા સમર્થ નથી. આથી કરીને આપણે દૃશ્ય જગતના વિનાશની કલ્પના કરી શકતા હોઈએ તો જ આપણા પોતાના વિનાશની કલ્પના આપણાથી થઇ શકે.

આટલે સુધીની દલીલ તો સાદી અને સહેલી છે, પણ ખરી

મુશ્કેલી હવે ઉભી થાય છે. સાધારણ રીતે હું મારા દેહથી જૂદો હોઉં એવી કલ્પના જ મારાથી થઈ શકતી નથી. મારા પોતાના શાશ્વતપણાની કલ્પનાની અંદરજ "હું આ દેહ છું" એવી કલ્પના પણ આવ્યા વગર રહેતી નથી, પણ દેહ તો અશાશ્વત છે—આખા દૃશ્ય જગતની માફક પ્રતિ પળે બદલાતો પદાર્થ છે એ વાત પણ ઉઘાડી જ છે.

ત્યારે આપણે જે શાશ્વતપણાની વાત કરીએ છીએ તે કોનું અને કેવા પ્રકારનું ?

આપણા જીવનની સાથે એક બીજું પણ આશ્ચર્યકારક સત્ય ગૂંથાયલું છે કે જે સત્યના વગર કોઈ પણ જીવી શકે નહિ કે જીવનની મોજ ચાખી શકે નહિ; આ સત્ય તે "આપણે સ્વાધીન છીએ" એવી આપણી માન્યતા છે.

આપણી દરેક પ્રવૃત્તિને ગતિ આપનાર આ જ સત્ય છે. એના ઉપર જ આપણા દરેક વ્યાપારનો આધાર છે. એના વડે જ આપણા પરસ્પરના સંબંધ નક્કી થાય છે; એટલું જ નહિ પણ મનુષ્ય જીવનના બંધારણનું મુખ્ય અંગ જ એ છે. બુદ્ધિપ્રધાનજ્ઞાન સ્વાધીનતાના આ સિદ્ધાંત ઉપર આક્રમણ કરીને તેને તેના પ્રદેશમાંથી ધીમે ધીમે કહાડી મૂકે છે. આજ સુધીના તેના મનાતા પ્રદેશને બુદ્ધિવાદે એક એક કરીને ઝૂંટવી લીધા છે અને કાર્ય કારણની મજબૂત સાંકળોવડે એ જીતાયલા પ્રદેશને ચારે બાજુએથી સજ્જડ બાંધીને જકડી લીધો છે. છતાં એ ચિરસ્થાયી સ્વાધીનતા મનુષ્ય બુદ્ધિનાં પાંજરાંને તિરસ્કારથી હસી કહાડે છે અને જગતના શાશ્વત નિયમ અને તેના પરિણામોના ભારે બોજા નીચે તેને કચરી નાખવાને બુદ્ધિવાદ ગમે તેટલો યત્ન કરે છે તોપણ એ અથાગ બોજા નીચેથી ડોકીયું કહાડી તેના અસ્તિત્વની સાક્ષી પુરે છે. બનવું પણ એમ જ જોઈએ.

મર્યાદિત પદાર્થની વ્યાખ્યા બાંધવા માટે અમર્યાદિત પદાર્થની વધારે વિશાળ ભાવનાઓની જરૂર છે. મર્યાદિતને અમર્યાદિતવડે અને કાર્યં કારણવડે જ સમજાવી શકાય. આટલું છતાં પણ પ્રથમની મુશ્કેલી તો ઉભી ને ઉભી જ રહી! જેને અમર્યાદિત કહીએ છીએ તે કોણ છે? દેહ? મન? શું દેહ અને મન પણ આ જગતના અન્ય પદાર્થોની માફક જગતના નિયમોને અધીન છે એમ સૌ કોઈ જાણે છે જ?

હવે જે પ્રશ્નને આપણે અત્યારે ચર્ચીએ છીએ તે બે પરસ્પર વિરૂદ્ધ પ્રશ્નોમાં વિભક્ત થઈ જાય છે. કાંતો આ જગત્ એક અનંત પરિવર્તનશાલી તત્ત્વોનો સમૂહ છે અને તે ઉપરાંત તેમાં કાંઈ વિશેષ છે જ નહિ. તે કાર્ય કારણના નિયમોની સાથે અવિચ્છિન્નપણે બંધાયલું છે અને તેના એક પણ અણુમાં તેનું પોતાનું સ્વત્વ નથી. છતાં પણ તે શાશ્વતપણાનો અને સ્વાધીનતાનો મનમાંથી નહિ ભુસી શકાય એવો આભાસ ઉભો કરી શકે છે, એ એક આશ્ચર્યકારક ઘટના છે. અથવા તો એમ પણ હોઈ શકે કે આપણા પોતાનામાં તેમ જ જગતમાં એક એવું શાશ્વત અને સ્વાધીન તત્ત્વ છે કે જેથી કરીને મનુષ્ય સ્વભાવમાં વણાઈ ગએલી શાશ્વતપણાની અને સ્વાધીનતાની મૂળ માન્યતા મિથ્યા આભાસ છે એમ કહી શકાય નહિ. આ હકીકત જે આપણી નજર આગળ છે તેને વધારે વિશાળ અનુમાનોદ્વારા સમજાવવી એ વિજ્ઞાનનું કર્તવ્ય છે, પણ પોતાની માન્યતાની સાથે બંધ બેસતી કરવાને માટે મૂળ હકીકતમાંથી અમુક અંશને રદ કરવાની પદ્ધતિને વૈજ્ઞાનિક પદ્ધતિ તો કહી શકાય જ નહિ.

હવે જો જગતની સમાલોચના કરતી વખતે સદાની અને અત્યંત આવશ્યક જે સ્વાધીનતાની ભાવના છે તેને કિંમત વગરની ગણીને સમાલોચનાના પ્રદેશમાંથી બહાર કહાડી મૂકવામાં આવે તો

મૂળ હકીકતના એક ભાગનું વિવરણ કરવા જતાં બીજા ભાગને રદ કર્યાનો દોષ આવે છે અને તેથી એવી રીતે સમાલોચના કરવાની પદ્ધતિ ખોટી છે.

તેથી કરીને હમણાં આપણે જે બે પ્રશ્નો તારવી કહાડયા હતા તેમાંનો બીજો માનવા જેવો છે. તે એ કે આપણી સ્વભાવસિદ્ધ માન્યતા પ્રમાણે આપણામાં એક શાશ્વત અને સ્વાધીન તત્ત્વ રહેલું છે.

પણ એ તત્ત્વ કયું? તે શરીર તો હોઇ શકે જ નહિ; મન પણ ન હોઇ શકે; કેમકે શરીરનો પણ પળે પળે નાશ થયા કરે છે અને મનનું સ્વરૂપ પણ બદલાયા કરે છે. જેમ શરીર અમુકઅમુક તત્ત્વોનો સમુદાય છે તેમ મનની બનાવટ પણ તેવી જ છે, અને તેથી કરીને પરિણામ રહિત અવ્યય અવસ્થા તેમનાથી પ્રાપ્ત થઇ શકે જ નહિ. આમ છતાં પણ આ પરિવર્તનશાલી શરીરરૂપી આવરણની અંદર તેમજ સૂક્ષ્મ પદાર્થના બનેલા મનના આવરણની અંદરજ અમર આત્મા રહેલો છે કે જે આત્માજ મનુષ્યનું પ્રકૃત સ્વરૂપ છે અને તે **શાશ્વત, નિત્ય અને મુક્ત** છે.

મન અને જડ દ્રવ્યના બનેલા સ્થૂળ સૂક્ષ્મ દેહોના થરને ભેદીને એ આત્માની જ સ્વાધીનતા બહાર ડોકીયાં કરે છે; સમયે સમયે પલટાતા નામ અને રૂપના આવરણમાં થઇને તેનું નિત્ય મુક્ત અસ્તિત્વ જ વારંવાર ગાજી ઉઠે છે. તેની સનાતનતા, આનંદ, શાંતિ અને વિભૂતિ અજ્ઞાનના ધાઢામાં ધાઢા પડદાઓને પણ ભેદીને બહાર પ્રકાશી નીકળે છે અને પોતાનું અસ્તિત્વ સાબીત કરે છે. તે આત્મા જ મનુષ્યનું સત્ય સ્વરૂપ છે. તેજ જરા, મરણ અને ભીતિ રહિત, સર્વદા મુક્ત, એક અદ્વિતીય સનાતન આત્મા છે.

બહારની કોઇ પણ શક્તિની જેને કશી અસર ન પહોંચે, જેની

અવસ્થામાં કશો પણ ફેરફાર ન થઈ શકે, તેને જ સ્વાધીન કહી શકાય. જે તમામ અવસ્થાઓથી પર અને પરિણામ રહિત છે, કાર્ય કારણનાં બંધનોથી મુક્ત છે, અને જગતના નિયમોથી અબાધ્ય છે તે જ સ્વાધીન હોઈ શકે. બીજા શબ્દોમાં કહીએ તો જે પરિણામ રહિત હોય તે જ મુક્ત છે અને તે જ શાશ્વત છે. તેજ

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे॥

ભગવદ્ગીતા ૨, ૨૦.

" એ આત્મા કદી પણ જન્મતો નથી કે મરતો નથી, તેમ જ તે પૂર્વે ન હતો કે ભવિષ્યમાં નહિ હોય એમ પણ નથી. એ આત્મા તો અજન્મા, સદાકાળ રહેનારો, શાશ્વત અને પુરાતન છે; જેથી શરીર હણાવાથી તે હણાતો નથી. "



# પુનર્જન્મ.

[ ન્યૂયૉર્ક મૅટેફિઝિકલ જર્નલના સને ૧૮૯૫ ના માર્ચના અંકમાં સ્વામીજીએ પ્રસિદ્ધ કરેલો લેખ. ]

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥
બહુ મ્હારા વીત્યા જન્મો, ને ત્હારા પણ અર્જુન !
તે સર્વે યે હું જાણું, ને ન જાણે તું પરંતપ !

ભગવદ્ગીતા ૪, ૫.

દરેક યુગમાં અને દરેક પ્રદેશમાં મનુષ્યની વિચાર શક્તિને જે જે મહા પ્રશ્નોએ ગૂંચવણમાં નાખી છે તેમાં સૌથી કૂટમાં કૂટ પ્રશ્ન મનુષ્યને પોતાને જ લગતો છે. જગતના જે જે અસંખ્ય ગૂઢ ભેદો ઉકેલવા માટે માનવજાતિએ પોતાની તમામ માનસિક શક્તિઓનો ઉપયોગ કર્યો છે; તેમાં સૌથી જૂનામાં જૂનો પ્રશ્ન—માનવજાતિના ઇતિહાસના આરંભ કાળથી ચર્ચાતો—ઘણો જ ગૂઢ પ્રશ્ન—તેની પોતાની પ્રકૃતિ વિષેનો છે. તમામ પ્રશ્નો કરતાં સર્વથી વધારે મહત્વનો છતાં સૌથી વધારે વિષમ પ્રશ્ન જો હોય તો તે આ જ છે. મનુષ્ય જે કાંઇ જ્ઞાન ધરાવે છે, જે જે ઇચ્છાઓ કરે છે, જે જે પ્રવૃત્તિઓ આદરે છે તે સર્વના મૂળસ્થાન અને ભંડારરૂપ આ પ્રશ્ન છે; છતાં મનુષ્યની પોતાની પ્રકૃતિના ભેદો ઉકેલવા માટે જગતના સર્વશ્રેષ્ઠ બુદ્ધિમાન મનુષ્યો આ પ્રશ્નને ગૌણ માનીને તે વિષેની અન્વેષણા અને સમાલોચના છોડી દે એવો વખત હજી આવ્યો નથી અને આવશે પણ નહિ જ.

જે સત્યની સાથે મનુષ્યના પોતાના અસ્તિત્વનો સંબંધ અત્યંત

નિકટનો છે, તે શોધી કહાડવાની તેમને જો કે તીવ્ર જિજ્ઞાસા છે, આંતરજગતના ચોક્કસ ધોરણવડે બાહ્ય જગતની વ્યાખ્યા બાંધવાની તેમને જો કે ઘણી જ પ્રબળ ઇચ્છા છે, ક્ષણે ક્ષણે પરિવર્તન પામતા જગતની અંદર રહેલા કોઇ અવ્યય અને પરિણામ રહિત તત્ત્વની શોધ કરવાની સ્વાભાવિક અને અનિવારણીય અગત્ય તેમને જણાય છે: છતાં પણ મનુષ્યજાતિએ પોતાના પ્રયાસ દરમ્યાન કેટલીકવાર સુવર્ણને ઠેકાણે કચરાના જ બાચકા ભર્યા છે અર્થાત્ સત્યની પ્રાપ્તિ ન કરતાં તેમણે અસત્યમાં અને વહેમમાં જ ગોથાં ખાધાં છે. બુદ્ધિ અને વિચારકશક્તિના કરતાં પણ વધારે ઉંચા આદેશથી પ્રેરાઇને મનુષ્યજાતિએ આ વિષય પરત્વે શોધખોળ ચલાવી છે તોપણ પોતાની અંદર રહેલા દિવ્ય અંશનો ખરો મર્મ સમજવામાં તેમને ઘણીવાર નિષ્ફળતા જ મળી છે. આટલું બધું થયું છે છતાં પણ જ્યારથી આ દિશામાં અન્વેષણા કરવાનો આરંભ થયો ત્યારથી આજદિન સુધીમાં કોઇ કોઇ પ્રજાએ તેમ કોઈ કોઇ વ્યક્તિએ સત્યના મૂળસ્થાન સુધી પહોંચીને સત્યનો પ્રકાશ જગત્ સમક્ષ ધર્યો ન હોય એવો પણ એકે યુગ વીત્યો નથી.

આ પ્રશ્નની સાથે નિકટનો સંબંધ ન હોય એવી આજુબાજુની અને બિનજરૂરી બાબતોનું એકતરફી, ઉપર ઉપરનું અને વહેમાયલી આંખે અવલોકન કર્યાથી, તેમજ જૂદા જૂદા સંપ્રદાયોની ઘણી વિચિત્ર અને અસ્પષ્ટ માન્યતાઓથી કંટાળીને, તથા પુરોહિત વર્ગે ઇરાદાપૂર્વક અને પદ્ધતિસર ઉભી કરેલી ભયંકર કુમાન્યતાઓથી ત્રાસ પામીને હાલના તેમજ પ્રાચીનકાળના અનેક વિચારવંત માણસોએ આ પ્રશ્નની અન્વેષણા નિરાશાપૂર્વક છોડી દઇને તેને નિરર્થક અને નિષ્ફળ ગણી કહાડયો હોય એવાં ઉદાહરણ પણ અનેક છે. ભલે દાર્શનિકો આ પ્રશ્નની શોધ કરનારને હસે અને ધુતકારી કહાડે; ભલે પુરોહિતો

યુક્તિ-પ્રયુક્તિથી કે શસ્ત્રના જોરથી ધર્મની દુકાન ધમધોકાર ચલાવે; પણ જેઓ કેવળ સત્યના જ નિષ્કામ ઉપાસકો છે, જેઓ નિડર અને નિર્લોભી છે, જેઓ પોતે મેળવેલા જ્ઞાનનું વાણિજ્ય કરવા ઇચ્છતા નથી તેઓને તો આખરે સત્યનો સાક્ષાત્કાર થવાનો જ.

વ્યક્તિને જ્ઞાનયુક્ત બુદ્ધિનો ઉપયોગ કરતાં કરતાં જ આખરે જ્ઞાનના પ્રકાશની ઝાંખી થાય છે, અને જો કે એ જ્ઞાનનું ઝરણુ ધીમે ધીમે વહીને આખી પ્રજાના થરેથરમાં સંચરી જતાં લાંબો સમય લાગે છે; તો પણ તેમ થયા વગર રહેતુંજ નથી. તત્ત્વચિંતકોનાં જીવનચરિત્રો અવલોકતાં ઉંચી કોટિના મનોબળવાળા પુરૂષોએ સત્યની પ્રાપ્તિને માટે જે બળપૂર્વક પ્રયત્ન કર્યા હોય છે તેનું દર્શન થાય છે; અને પ્રજાઓના ઇતિહાસ જોતાં એ સત્યને આખો પ્રજાવર્ગ કેવી રીતે ધીમે ધીમે ગ્રહણ કરીને આખરે તેને પ્રજાકીય સ્થાયી ભાવનાનું રૂપ આપી દે છે તેની પ્રતીતિ થાય છે.

મનુષ્યજાતિએ પોતાના સંબંધમાં જે જે ભાવનાઓ બાંધી છે તેમાં "આત્મા એ શરીરથી તદ્દન જૂદું અને અવિનાશી તત્ત્વ છે" એ ભાવના જગતમાં સૌથી વિશેષ બહોળો ફેલાવો પામી છે; અને ઉપર કહ્યા તેવા આત્માના અસ્તિત્વમાં જેમને શ્રદ્ધા છે તેઓમાંથી ઘણા વિચારશીલ માણસો એવું પણ માને છે કે જીવાત્મા તેના વર્તમાન જન્મ પહેલાં પણ અસ્તિત્વ ભોગવતો હોવો જોઇએ.

મનુષ્યજાતિની જે જે પ્રજાઓમાં અમુક પ્રકારનું ધર્મ અને તત્ત્વજ્ઞાનનું સુવ્યવસ્થિત બંધારણ જોવામાં આવે છે તેઓ સર્વ આ સિદ્ધાંત સ્વીકારે છે. સુસંસ્કારી દેશોના ઘણાખરા તત્ત્વચિંતકોનો વર્તમાન ધર્મ "આત્માનું આ જન્મ પહેલાં બિલકુલ અસ્તિત્વ હતું જ નહિ" એવું માનતો હોવાથી તેમને પૂર્વજન્મની ભાવના સામે સખ્ત વિરોધ રાખવાનું ન્હાનપણથી જ શિક્ષણ મળ્યું હતું; પરંતુ

તે છતાં પણ તેમણે પૂર્વજન્મનાં સિદ્ધાંતની તરફેણમાં જ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે. આ ભાવના હિન્દુ અને બૌદ્ધ ધર્મનો તો પાયો જ છે. પ્રાચીન મિસર દેશના સંસ્કાર પામેલા લોકોની પણ એવી જ માન્યતા હતી. પ્રાચીન ઇરાનીઓ પણ વિચાર કરતા કરતા આવા જ અનુમાનપર આવ્યા હતા. ગ્રીક તત્ત્વચિંતકોએ પોતાના દર્શનશાસ્ત્રનું મંડાણ જ આ ભાવના ઉપર રચ્યું હતું. યાહુદી લોકોનો ફેરિશી નામનો પુરોહિત વર્ગ આ સિદ્ધાંત સ્વીકારતો હતો; અને ઇસ્લામી ધર્મનો સુફી સંપ્રદાય પણ લગભગ એકે અવાજે પૂર્વજન્મની માન્યતાને સાચી તરીકે જાહેર કરતો હતો.

પ્રજા વર્ગમાં અમુક પ્રકારની માન્યતાઓ ઉત્પન્ન થવા માટે તેમ જ લોકોના હૃદયમાં તેવી માન્યતાઓનાં મૂળ ઉંડાં જાય તે માટે ચોક્કસ જાતના વાતાવરણની જરૂર હોય છે. ઉપર જણાવ્યું છે તેમ હાલ જો કે આપણે સ્વાભાવિક રીતે જ આત્માને દેહથી પૃથક્ માનીએ છીએ; પરંતુ તે વાત તો ક્યાંય રહી, પણ માત્ર "શરીરના એક અંશ તરીકે તે શરીરના મરણ પછી હયાત રહે છે" એટલા અનુમાનપર આવતાં પણ પ્રાચીન પ્રજાઓને અનેક જમાના જેટલો સમય લાગ્યો હતો. ત્યાર પછી "એ અંશ શરીરથી જુદો જ છે અને કાયમને માટે રહે છે" એ વિચારનો સ્વીકાર થતાં તેથી પણ વધારે લાંબા જમાના વીતી ગયા. આખરે એમ કરતાં કરતાં જ્યારે વિચારકો એવા સિદ્ધાંતપર આવી લાગ્યા કે ઉપર જણાવેલા અંશનો શરીર સાથેનો સંબંધ માત્ર થોડા જ વખત માટેનો છે, ત્યારે જ અને જે પ્રજાઓના વિચારકો આવા સિદ્ધાંત પર આવ્યા તેઓમાં જ અનિવાર્ય પ્રશ્ન પૂછાવા લાગ્યો કે એ અંશ શરીરની ઉત્પત્તિ અગાઉ ક્યાં હતો અને શરીરના પતન પછી ક્યાં જાય છે?

પ્રાચીન યાહુદીઓએ તો આત્મા વિષે આવો પ્રશ્ન ઉઠાવવાની

તસ્દી લીધી જ નહોતી. તેઓ તો નિશ્ચિંતપણે એમ જ માનતા હતા કે મરણની સાથે સાથે જ મનુષ્યના જીવનનો ઇતિહાસ પૂરો થાય છે. પ્રાચીન યાહુદીઓની આ વિષયપરની માન્યતા વિષે વિવેચન કરતાં કાર્લ હૅકલ કહે છે તે સત્ય છે:—"×યાહુદી લોકોને દેશનિકાલ કરવામાં આવ્યા ત્યાર પહેલાં પ્રાચીન* બાઇબલના જે વિભાગ લખાયા હતા તેમાં જો કે તેઓ શરીરથી ભિન્ન એવા જીવન—તત્ત્વનો ઉલ્લેખ કરે છે અને તેને "નેફેશ," "રૂઆખ" અથવા "નેશામા" એવું નામ આપે છે; તો પણ આ શબ્દોનો અર્થ આત્મા કરતાં પ્રાણને વિશેષ મળતો છે. તેઓને દેશનિકાલ કરવામાં આવ્યા ત્યાર પછીના યુગના પાલેસ્ટાઈનના યાહુદીઓના લેખોમાં પણ વ્યક્તિગત આત્માના અમરત્વ વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તોપણ તેની અંદરની ભાવના તો એ જ છે કે આત્મા એટલે ઇશ્વરમાંથી બહિર્ગત થતું જીવનતત્ત્વ—પ્રાણ, તે શરીરના અવસાન પછી ઇશ્વરીય "રૂઆખ" માં વિલીન થઈ જાય છે."

પ્રાચીન મિસરદેશની તેમજ ખાલ્ડિયાની પ્રજાઓએ પણ આત્મા વિષે પોતપોતાની ચોક્કસ ભાવનાઓ ઉપજાવી કહાડી હતી; તોપણ પ્રાચીન આર્યપ્રજાની, ઇરાનીઓની, ગ્રીક લોકોની તેમજ આર્યજાતિની અન્ય ઉપશાખારૂપ પ્રજાઓની આત્મા વિષેની ભાવનાઓથી તે તદ્દન ભિન્ન જ પ્રકારની હતી. છેક પ્રાચીન કાળથી જ આર્યપ્રજા જેમાં ઇરાનીઓ અને ગ્રીક લોકો આવી જાય છે તેમની ભાવના કરતાં અનાર્ય એટલે સંસ્કૃત ભાષા સાથે જેમને કશો સંબંધ

× યાહુદીઓને તેમના મૂળવતન પાલેસ્ટાઇનમાંથી દેશનિકાલ કર્યા હતા અને તેઓ મિસરમાં જઈ વસ્યા હતા.

* બાઇબલના બે ભાગ છે—પ્રાચીન અને અર્વાચીન. પ્રાચીન ભાગને યાહુદીઓ માને છે અને અર્વાચીન ભાગને ખ્રિસ્તીઓ માને છે. ભા. ક.

નથી એવી યાહુદી વગેરે સેમિટિક પ્રજાઓની ભાવના કેવળ જુદી જ પડી જાય છે. એ બેઉ પ્રજાઓની પ્રેતસંસ્કાર કરવાની રીતમાં જે જુદાપણું છે તેનું કારણ પણ આ જ છે. અનાર્ય પ્રજાઓ મૃત દેહને કાળજીપૂર્વક દાટીને અથવા મિસરવાસીઓની માફક ઘણી જ ચતુરાઈથી અને પરિશ્રમ લઈને મૃત દેહનું "મમી" બનાવીને તેને લાંબા કાળ સુધી સાચવી રાખે છે; ત્યારે ઉલટપક્ષે આર્યપ્રજાઓ તેને દહન કરીને અથવા બીજી રીતે તેનો તરતને તરત જ નિકાલ કરી નાખે છે.

આજ બાબત વિષે વિચાર કરતાં તમામ ભેદનો ખુલાસો થઈ જાય છે કે ઇજીપ્શિયન, આસિરિયન કે બાબિલોનિયન પ્રજામાંથી કોઈ પણ અનાર્યપ્રજા, આર્યપ્રજાની સહાયતા વગર અને ખાસ કરીને હિન્દુઓની સહાયતા વગર શરીરથી ભિન્ન અને સ્વતંત્ર એવા આત્મતત્ત્વની ભાવના પ્રાપ્ત કરી શકી નથી. જો કે ગ્રીક પંડિત હેરોડોટસ લખે છે કે આત્માના અમરત્વની ભાવનાનો સૌથી પ્રથમ સ્વીકાર કરનારા મિસરવાસીઓ હતા. આ અભિપ્રાયને ટેકો આપવા માટે મિસરવાસીઓના ધર્મ સિદ્ધાંતનો સાર આપતાં તે વિદ્વાન લખે છે કે, " શરીર પંચતત્વમાં મળી ગયા પછી જીવાત્મા નવો જન્મ ધારણ કરવા માટે જાનવરોના શરીરમાં પ્રવેશ કરે છે અને એ પ્રમાણે તે જીવાત્મા તમામ ભૂચર, ખેચર અને જળચર પ્રાણીઓના શરીરમાં ક્રમવાર પ્રવેશ કરીને આખરે ત્રણ હજાર વર્ષ પછી મનુષ્ય શરીરમાં પુનઃ દાખલ થાય છે." હેરોડોટસના મત પ્રમાણે મિસરવાસીઓની આત્મા વિષે આવા પ્રકારની ભાવના હતી; છતાં વર્તમાન સમયમાં મિસર દેશના પ્રાચીન ઇતિહાસની જેઓ શોધખોળ ચલાવે છે તેઓ જણાવે છે કે એ દેશના સામાન્ય પ્રજા-વર્ગની ધર્મ ભાવનામાં પુનર્જન્મની ભાવના બિલકુલ જોવામાં આ-

વતી નથી. એ ઉપરાંત મેસ્પેરો એ. એર્મન તથા બીજા મિસરના ઇતિહાસના સંશોધકોએ જે શોધખોળ કરીને પરિણામ જાહેર કર્યાં છે તે જોતાં પણ મિસરવાસીઓએ પુનર્જન્મનો સિદ્ધાંત સ્વીકાર્યો હોય એવું અનુમાન થઇ શકતું નથી.

મિસરની પ્રજાના મત પ્રમાણે આત્મા એટલે શરીરની જ એક પ્રતિકૃતિ છે કે જેને શરીરથી પૃથક્ અસ્તિત્વજ નથી અને જે શરીર સાથેનો પોતાનો સંબંધ તોડી જ શકતું નથી. જ્યાં સુધી શરીર હયાત રહે છે ત્યાં સુધી જ તે શરીરની સાથે અસ્તિત્વમાં રહે છે અને જો કોઇ કારણથી મૃત શરીરનો નાશ થાય તો તેની સાથે જ એ આત્મતત્ત્વનું પણ મરણ થાય છે અને પછી તેનું કાંઈ નામ નિશાન રહેતું નથી. મરણ પછી આત્મા જગતમાં ગમે ત્યાં ફરી આવે છે, પણ હમેશાં રાત્રે જ્યાં શબ પડયું હોય ત્યાંજ પાછો આવે છે. તેને ભૂખ તરસ લાગે છે તથા તેનું જીવન ઘણું જ દુઃખમય હોય છે; કેમકે તેને જિંદગીની મોજમઝાઓ ભોગવવાની લાલસાઓ હોવા છતાં તે પોતાની ઇચ્છા તૃપ્ત કરી શકતો નથી. એમ કરતાં કરતાં જો મૃત દેહના એકાદ અવયવને ઇજા થાય તો આત્માના શરીરના તે ભાગને પણ તેવા જ પ્રકારની ઇજા થાય છે. મિસર દેશના લોકો પોતાના સગાવ્હાલાંના મૃત શરીરને અત્યંત કાળજીપૂર્વક સાચવી રાખતા હતા તેનું આ જ કારણ છે. રણની સૂકી હવાને લીધે મૃત શરીર જલદી નાશ ન પામે તેટલા માટે પ્રથમ તો તેઓ તેમને રણમાં જ દાટવાનું પસંદ કરતા, કેમકે તેમ કર્યાથી તેમના મત પ્રમાણે જેટલું વધુ સમય સુધી શરીર સચવાય તેટલું આત્માનું આયુષ્ય પણ લંબાય.

સમય જતાં એ લોકોના એક દેવતાએ મૃત શરીરનું *"મમી"

* શબના ઉપર અમુક દવાઓના લેપ કરી તેના ઉપર પાટા બાં-

બનાવવાની ક્રિયા શોધી કહાડી. આ ક્રિયા વડે શ્રદ્ધાવાન લોકો તેમના પૂર્વજોના શબને લગભગ અનંત કાળ સુધી સાચવી રાખતા અને તેઓ માનતા કે આ પ્રમાણે મૃતદેહને સાચવ્યાથી તેઓ તેમના પૂર્વજોના આત્માનું જીવન ગમે તેવું દુઃખમય હોવા છતાં અનંતકાળ પર્યંત ચાલુ તો રાખી શકે છે જ.

દેહનો ત્યાગ કર્યા પછી તે આત્માઓ જગતના જીવન ક્રમમાં કશો ભાગ લઈ શકતા નહિ હોવાથી જગત્ તરફ દૃષ્ટિ કરીને હમેશાં કલ્પાંત કર્યા કરતા અને જગતનાં સુખ ભોગવવાને અશક્ત હોવાથી ઘણા જ નાસીપાસ થતા. એવો એક દેહમુક્ત આત્મા કહે છે કે, "ઓ મારા બંધુ! મનુષ્યજીવન બહુ અલ્પ છે. એટલા વખતમાં જે આનંદ ભોગવ્યો તે ખરો. માટે ભાઈ! યથેચ્છ ખાનપાન કરજે; મન માન્યો દારૂ પીજે; સ્ત્રીઓ સાથે પ્રેમ કરજે; હરેક પ્રકારની મજા ભોગવી લેજે; રાત દિવસ આનંદ ભોગવવામાં કચાસ રાખતો નહિ; તારા હૃદયમાં શોકને માટે અવકાશ જ રાખતો નહિ અને જેટલું સુખ ભોગવાય તેટલું ભોગવી લેજે. કારણ કે મૃત્યુ પછીનું જીવન તો નિદ્રા અને અંધકારથી ભરપૂર છે. એવા જીવનમાં દાખલ થયા પછી આત્માઓ તેમના "મમી" ઉપર પડયા પડયા ઉંઘ્યા કરે છે; તેઓ પોતાનાં સગાંને તથા ઇષ્ટ મિત્રોને જોવા માટે જાગૃત થઈ શકતા નથી; પોતાનાં માબાપને ઓળખીને બોલાવી શકતા નથી અને પોતાની સ્ત્રીઓ તથા બાળકોને પણ તદ્દન વીસરી જાય છે. તમે બધા પૃથ્વીપરના રહેવાશીઓ તાજું, ચળકતું, સ્વચ્છ અને પ્રોત્સાહક પાણી પી શકો છો, પણ અમારે માટેનું પાણી પ્રવાહી ગં-

---

ધ્યાથી તે હજારો વર્ષ સુધી સડયા વગર સચવાઈ રહે છે. એવું ૩૦૦૦ હજાર વર્ષનું જુનું "મમી" વડોદરાના સંગ્રહસ્થાનમાં છે. તે હજી સારી હાલતમાં છે. ભા. ક.

દરી જેવું જ દેખાય છે. આ મૃત્યુની ખોમાં હું જ્યારથી આવ્યો છું ત્યારથી હું કોણ છું અને ક્યાં છું તેનું પણ મને વિસ્મરણ થઇ ગયું છે. મને તમે જરા વહેતું પાણી પીવા આપો. નદીને કિનારે મારૂં માથું ઉત્તર દિશા તરફ રાખીને મને સુવાડજો કે જેથી કરીને પવનની શીતળ લહરી મારા શરીરને સ્પર્શ કરે અને મારા શોકથી તપેલા હૃદયને કાંઇક શાંતિ મળે." મિસરવાસીઓ પરલોકગત આત્માની જિંદગી વિષે આવા ખ્યાલ ધરાવતા હતા.

આત્મા શરીરનો ત્યાગ કર્યા પછી કેવી અવસ્થામાં રહે છે તે વિષે ખાલ્ડિયાના રહેવાશીઓ પણ મિસરના લોકોની માફક ઝાઝી કલ્પના કરવાની તસ્દી લેતા નહિ; તોપણ તેમના મત પ્રમાણે આત્મા શરીરની પ્રતિકૃતિરૂપ જ હતો અને મરણ પછી મૃતદેહની સાથે બંધાયલો જ હતો. આત્મા શરીરથી પૃથક્ થયા પછી પણ અશરીર અવસ્થામાં અસ્તિત્વ ભોગવી શકે એવો ખ્યાલ તેમને આવી શકતો જ નહિ; અને એક કાળે મૃતદેહ પુનઃ સજીવન થશે એવી પણ તેઓ આશા રાખતા હતા. તેઓની દંતકથાઓમાં અલબત્ત એવી એક કથા છે કે ઇસ્તર નામની એક દેવી ઘણાં જ જોખમ અને પરિશ્રમ ખેડીને પોતાના પતિના મૃતદેહને પુનઃ સજીવન કરાવી શકી હતી. પરંતુ એ લોકોમાંના "અત્યંત શ્રદ્ધાવાન ભક્તો પોતાના ઇષ્ટ મિત્રોને પુનઃ સજીવન કરાવવા માટે દેવળે દેવળે આક્રન્દ કરતા ફરતા હતા તોપણ તેમની આશા સફળ થતી ન હતી."

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે પ્રાચીન મિસરવાસીઓની તેમ જ ખાલ્ડિયનોની આત્મા વિષેની ભાવના મૃતદેહથી અથવા તેની કબરથી તદ્દન પૃથક્ થઈ શકતી જ ન હતી. ઐહિક જીવન એજ સર્વોત્તમ અને આનંદપ્રદ છે એમ તેઓમાં મનાતું અને અશરીર આત્માઓ પુનઃ દેહમાં પ્રવેશ કરીને જગતના લ્હાવા લેવાની

તક માટે હમેશા આતુરતાથી રાહ જોતા અને તેમનાં જગતનાં સ્નેહી સંબંધીઓ આ દુઃખી, કંગાલ અને પડછાયા જેવા શરીરના આયુ-ષ્યને જેમ અને તેમ વધારે વધારે લંબાવવામાં પોતે સહાયભૂત થાય છે એવી શ્રદ્ધાપૂર્વક આશા રાખતા અને એ અર્થે પોતાના પરલોક-ગત પ્રિયજનને પોતાની માન્યતા પ્રમાણે બનતી મદદ કરતા.

જે પ્રજા આવી કનિષ્ઠ પ્રકારની ભાવના કરતાં વધારે વિશાળ અને ઉદારભાવના ગ્રહણ કરવાને અસમર્થ હોય છે તેમનામાં આત્મા વિષેનું વધારે ઉંચા પ્રકારનું જ્ઞાન ઉદ્‌ભવે એવો સંભવ જ નથી. મૃતદેહ અને કબરના કરતાં વધારે દૂર તેઓ જઈ શકે જ નહિ. એવી પ્રજાના ધર્મશાસ્ત્રોમાંથી વિશુદ્ધ આત્મજ્ઞાન મેળવવાની આશા રાખી શકાયજ નહિ.

હવે આપણે આત્મજ્ઞાન સંબંધી વધારે ઉંચા પ્રકારની ભાવ-નાઓનાં મૂળ શોધવા માટે એક બીજી પ્રજા તરફ દૃષ્ટિ કરીએ. એ તેજ પ્રજા છે કે જેમનો પરમેશ્વર પરમ દયાળુ અને સર્વવ્યાપક છે; જે તેજોમય, સૌમ્ય અને સહાય આપવા તત્પર એવા અનેક દેવોદ્વારા વ્યક્ત થાય છે. ઇશ્વરને સૌથી પ્રથમ પિતા તરીકે આ પ્રમાણે સંબોધન કરનાર આજ પ્રજા છે કે, "જેમ એક પિતા પોતાના પ્રિય પુત્રનો હાથ પકડીને તેને ચલવે છે તેમ હે ઇશ્વર ! તું મારો હાથ પકડીને મને ચલવજે." એ પ્રજાના મત પ્રમાણે મનુષ્યજીવન આશા અને ઉલ્લાસભર્યું હતું; નિરાશાનાં ઘેરાં વાદળ તેમની દૃષ્ટિ મર્યાદામાં ઝઝુમતાં નહતાં; તેમના ધર્મવિચાર બીજી પ્રજાઓની માફક અત્યંત પરિતપ્ત મનુષ્ય વચમાં વચમાં કોઇવાર સુખની ઝાંખી થતાં ગાંડાની માફક ઉશ્કેરાઇ જઇને ત્રૂટક ત્રૂટક અસ્પષ્ટ ઉદ્‌ગાર કહાડે તેવા ન હતા; પણ જેમના ધર્મવિચાર સુંદર પાકથી હરિયાળાં દે-ખાતાં ખેતરો અને અરણ્યોની મઘમઘતી સુવાસથી ભરપુર હતા અને

છે, તે નગરના રાજાની કન્યાનો આજે સ્વયંવર હતો. તે રાજકન્યા સર્વ રૂપવતી સ્ત્રીઓમાં પહેલે નંબરે હતી. તેનું શરીરસૌંદર્ય કાંઇક અનુપમજ હતું. વળી એ કન્યાનો જે પતિ મુકરર થાય તે એ કન્યાના પિતાના મરણ પછી એના રાજ્યનો માલીક પણ થવાનો હતો. આ કન્યાનો વિચાર સૌથી સુંદરમાં સુંદર પુરૂષની સાથે લગ્ન કરવાનો હતો. કેટલીક વખત આવા પ્રકારના સ્વયંવરો તેને માટે થઇ ચૂક્યા હતા, પણ અત્યાર સુધી એકે પુરૂષને તે પસંદ કરી શકી ન હતી. આ સ્વયંવર પાછલા સ્વયંવરો કરતાં ઘણોજ વિશાળ અને રમણીય હતો. આ વખતે લોકોની સંખ્યા પણ ઘણીજ ભારે હતી. કન્યાને એક સિંહાસન ઉપર આબુવામાં આવી, અને પ્રત્યેક રાજપુત્રના સમક્ષ લઇ જવામાં આવી; પણ પૂર્વ પ્રમાણે આ વખત પણ હેને કોઇ પુરૂષ ગમ્યો નહિ. આથી સર્વત્ર નિરાશા પ્રસરી ગઇ, અને પૂર્વ પ્રમાણે આ સ્વયંવર પણ નિરર્થક જશે એવો સર્વને નિશ્ચય થવા લાગ્યો.

એટલામાં એક તરૂણ નવો સંન્યાસી એ સ્થળે આવ્યો અને ત્યાં શું ચાલે છે તેનું નિરીક્ષણ કરવા લાગ્યો. આ સંન્યાસી એટલો બધો તેજસ્વી હતો કે જાણે આકાશમાંથી સૂર્ય દેવતાજ પૃથ્વીપર આવ્યા હોય ! રાજકન્યાની દૃષ્ટિ જેવી આ સંન્યાસીના ઉપર પડી કે તરતજ ત્યાં અટકી અને વરમાળા તેની કોટમાં આરોપી. યુવાન સંન્યાસીએ તરતજ તે વરમાળા પકડીને ફેંકી દીધી અને બોલવા લાગ્યો કે, " મ્હને આ તોફાન શું ? હું તો સંન્યાસી છું. સંન્યાસીને લગ્ન શા માટે જોઇએ ? " તે કન્યાના પિતાએ વિચાર કર્યો કે, કદાચ ગરીબાઇના કારણથી રાજકન્યા સાથે લગ્ન કરવાની હિંમત ચાલતી નહિ હોય, તેથી તેને કહ્યું કે, " આ કન્યાના લગ્ન સાથેજ મ્હારૂં અડધું રાજ્ય આપવામાં આવશે, અને મ્હારા મરણ પશ્ચાત સઘળું રાજ્ય મળશે ! " કન્યાએ પુનઃ વરમાળા અર્પી,

પરંતુ સંન્યાસીએ ફરી પણ તે ફેંકી દીધી અને બોલ્યો કે, ' મ્હારે લગ્ન કરવાની ઇચ્છા નથી ' અને એકદમ સભા મંડપમાંથી ચાલી નીકળ્યો.

હવે રાજકન્યાનું મન પેલા યુવાન સંન્યાસી પ્રત્યેના પ્રેમમાં એટલું બધું વિલીન થઇ ગયું કે, " હું પરણીશ તો એજ તરૂણ વરને પરણીશ અને નહિ તો પ્રાણાર્પણ કરીશ " એવા ઉદ્‌ગાર ક્હાડવા લાગી; અને એકદમ ત્હેને પાછો બોલાવવાને માટે ત્હેની પાછળ પાછળ દોડી ગઇ. પછી આપણા મૂળ સંન્યાસીએ રાજાને કહ્યું કે, " ચાલો, આપણે એ દંપતિની પાછળ જઇએ. " એમ કહી સંન્યાસી તથા રાજા બંને ત્હેમની પાછળ પાછળ કેટલેક દૂર રહી ચાલવા લાગ્યા. પેલો યુવાન સંન્યાસી જેણે પરણવાની ના કહી હતી તે કેટલાક માઇલ દૂર નીકળી ગયો તે પછી ત્હેણે એક જંગલમાં પ્રવેશ કર્યો, પેલી રાજકન્યા પણ ત્હેની પાછળ પાછળ ત્યાં આવી પહોંચી. પેલા બે સંન્યાસી તથા રાજા પણ રાજકન્યાની પાછળ કેટલેક દૂર ચાલતા હતા. પેલો યુવાન સંન્યાસી જંગલના દરેક ગુપ્ત માર્ગનો ભોમીયો હોવાથી તે એક ગુપ્ત માર્ગમાં પેશી અદૃસ્ય થઈ ગયો. પેલી રાજકન્યા દરેક સ્થળે શોધી શોધીને થાકી ગઇ અને એક વૃક્ષ નીચે બેસી રૂદન કરવા લાગી. હવે પાછા ઘેર પણ કયે માર્ગે જવું તેની પણ તેને ખબર રહી નહિ. પછી પેલા આપણા રાજા તથા સંન્યાસી ત્યાં આવી પહોંચ્યા, અને કહેવા લાગ્યા કે, " ગભરાશો નહિ, હમો ત્હમને ઘર તરફ જવાનો માર્ગ દેખાડીશું; પણ હમણાં તો ઘણું અંધારૂં છે, એટલે ચાલો આપણે પેલા મ્હોટા વૃક્ષ નીચે આરામ કરીએ, અને પ્રભાતમાં જલદી ઉઠીને હમો ત્હમને માર્ગ બતાવીશું. "

હવે તે વૃક્ષપર માળામાં એક ન્હાનું પક્ષી, ત્હેની સ્ત્રી તથા

ત્રણ બચ્ચાં સાથે રહેતું હતું. આ ન્હાના પક્ષીએ વૃક્ષની નીચે ત્રણ માણસોને આવેલા જોઇને પોતાની સ્ત્રીને કહ્યું કે, " મ્હારી વ્હાલી, આપણે ઘેર આજે કેટલાક અતિથિ આવેલા છે. શિયાળાનો દિવસ છે, અને આપણી પાસે તો તેમનો સત્કાર કરવાનું કાંઇ પણ સાધન નથી, તો હવે આપણે શું કરીશું ? " પછી થોડોક વિચાર કરીને પેલો પક્ષી ઉડી ગયો અને પોતાની ચાંચમાં ઘાલીને એક બળતું ન્હાનું લાકડું લાવ્યો જે પેલા પરોણાઓની આગળ નાખ્યું જે ત્હેમણે લીધું અને બીજાં લાકડાં લાવીને મ્હોટું તાપણુ સળગાવ્યું. પેલા ન્હાના પક્ષીને આટલી સેવા કરીનેજ સંતોષ થયો નહિ; અને પુનઃ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે, " વ્હાલી, એ પરોણાઓ ભુખ્યા છે અને આપણી પાસે કાંઇ પણ ખોરાક નથી તો હવે શું કરીશું ? આપણે ગૃહસ્થી છીએ અને આપણે ત્યાં જે કોઇ આવે ત્હેને આપણે ભોજન આપવું એ આપણું કર્ત્તવ્ય છે. મ્હારાથી બની શકે તે મ્હારે કરવુંજ જોઇએ, હું મ્હારૂં શરીર ત્હેમને આપીશ. " આમ કહીને તે પક્ષીએ ઝાડ ઉપરથી નીચે અગ્નિમાં પડતું નાંખ્યું અને બળી મૂઓ, પરોણાઓએ ત્હેને બચાવવાને માટે ઘણીએ મહેનત કરી પણ તે નિષ્ફળ ગઇ.

પેલા ન્હાના પક્ષીની સ્ત્રી પણ આ જોઇને બોલી કે, " અહિંયાં ત્રણ પરોણા છે અને ત્હેમની ક્ષુધાને માટે માત્ર એક ન્હાનું પક્ષી પુરતું થાય નહિ, મ્હારૂં પણ કર્ત્તવ્ય છે કે મ્હારા ધણીની ઇચ્છા પૂર્ણ કરવાને સારૂ મ્હારો દેહ અર્પણ કરવો " આમ વિચારીને તેણીએ પણ અગ્નિમાં ઝંપલાવ્યું અને પતિની પાછળ સ્વર્ગમાં ગઇ.

પછી પેલાં ત્રણ બચ્ચાંએ પણ વિચાર કીધો કે હજુ પણ ત્રણ પરોણાઓને માટે ખોરાક પુરતો થયો નથી, માટે આપણાં માબાપ એમનું કર્ત્તવ્ય બજાવી ચૂક્યાં તો આપણે પણ તેમની ઇચ્છા પૂર્ણ

કરવી એ આપણું કર્તવ્ય છે, એ વિચારી તે સઘળાંએ પણ અગ્નિમાં ઝંપલાવ્યું.

પરોણાઓં તો આ બનાવ જોઇને આશ્ચર્યચકિતજ થઇ ગયા, અને પક્ષીઓનું ભક્ષણ કરી શક્યા નહિ. સઘળી રાત્ર તેઓ ભૂખ્યા રહ્યા અને સહવારમાં પેલા રાજા અને સંન્યાસીએ રાજકન્યાને માર્ગ દેખાડયો અને ઘેર વિદાય કરી દીધી.

પછી પેલા સંન્યાસીએ રાજાને કહ્યું કે—"રાજા, હવે ત્હેં જોયું! પોત પોતાનું કર્ત્તવ્ય બજાવનાર દરેક મનુષ્ય—પછી તે ગમે તેવી સ્થિતિમાં હોય તો પણ પોતાને સ્થાને મહાનજ છે. જો ત્હારે સંસારમાં રહેવાની ઇચ્છા હોય તો પેલા પક્ષીઓની માફક રહેજે, અને ગમે ત્યારે બીજાના ભલાના માટે દેહાર્પણ કરવાને પણ તૈયાર રહેજે; અને જો ત્હારે સર્વ સંગનો પરિત્યાગ કરીને સંન્યાસ લેવાની ઇચ્છા હોય તો, પેલો યુવાન સંન્યાસી કે જેણે પોતાને સર્વથી સુંદર અનુપમ રાજકન્યા તથા એક મ્હોટું રાજ્ય મળતું હતું તેને પણ તૃણવત્ લેખ્યું, ત્હેની માફક રહેજે."

મતલબ કે ગ્રહસ્થાશ્રમીએ બીજાના ભલાને માટે પોતાના દેહ સુદ્ધાં પણ અર્પણ કરવાને તૈયાર રહેવું જોઇએ અને જેને સંન્યાસી થવાની ઇચ્છા હોય તેણે લક્ષ્મી, સૌન્દર્યતા અને સત્તાના તરફ દૃષ્ટિ પણ નાખવી જોઇએ નહિ. સર્વ કોઇ પોતપોતાને સ્થાને મહાનજ છે. માત્ર પોતપોતાનું કર્ત્તવ્ય હોય તે બજાવવું જોઇએ * ×

---

* स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः

× स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः

# કર્મયોગ—પ્રકરણ ત્રીજું.

## નિષ્કામ પરોપકારજ કર્મબંધનને તોડી શકે છે.

બીજાનાં દુઃખ દૂર કરવા માટે આપણે શારીરિક મદદ કરવી એ ખરેખર મહત્તાનું લક્ષણ છે; પરંતુ અન્યનું સંકટ જેટલા પ્રમાણમાં મ્હોટું હોય, તેટલાજ પ્રમાણમાં સહાયતા પણ વધારે હોય અને વધારે સમય ટકનારી હોય, તો તે સહાયતાની મહત્તા પણ તેટલીજ વધારે લેખાય. એક મનુષ્યનું સંકટ એક કલાકને માટે દૂર કરવામાં આવે તો તે પણ એક પરોપકારનુંજ કાર્ય કહેવાય; પરંતુ ત્હેનું સંકટ જો એક વર્ષને માટે નિવારણ કરવામાં આવે તો તે સહાયતા વિશેષ મહત્વની લેખાય, અને જો ત્હેનું સંકટ નિત્યને માટે દૂર કરવામાં આવે તો તો ખરેખર તે સહાયતા સર્વોત્કૃષ્ટજ ગણાય.

મનુષ્યનાં સર્વ સંકટોને મૂળથી નષ્ટ કરવાનું સામર્થ્ય કોઇ પણ ચીજમાં હોય તો તે માત્ર આધ્યાત્મવિદ્યામાંજ રહેલું છે, જેથી મનુષ્યને આધ્યાત્મિક સહાય કરવી. આધ્યાત્મ વિદ્યાનું દાન કરવું એથી મ્હોટું પુણ્ય જગતમાં બીજું કયું હોઇ શકે?

માટે જે મનુષ્ય અન્યને આધ્યાત્મિક જ્ઞાન આપે છે વા અપાવે છે, તેજ મનુષ્ય પ્રાણીનો ખરો હિતચિંતક અથવા કલ્યાણ કર્તા છે. એવી આધ્યાત્મિક સહાય બીજાઓને આપનાર મહાત્માઓમાં અનુપમ સામર્થ્ય હોય છે. માનવ જીવન માટે જરૂરી અને ઉન્નતિપ્રદ એવા પ્રત્યેક બળનો આધાર ચિદ્દશક્તિ ઉપરજ રહેલો હોવાથી આધ્યાત્મિક જ્ઞાનમાં નિપૂણ અને નિમગ્ન ( શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ટ )

પુરૂષ યદિ ધારે તો વ્યવહારિક વા પારમાર્થિક હરકોઈ વિષયમાં કુશળતા મેળવી શકે તેમ હોય છે. બીજા હાથપર જ્યાં સુધી મનુષ્યમાં આધ્યાત્મિક શક્તિ યાને આત્મજ્ઞાન ( કેમકે જ્ઞાન એ શક્તિ છે ) આવ્યું નથી હોતું ત્યાં સુધી તેનાથી સામાન્ય વ્યવહાર પણ સાધ્ય થવો મુસ્કેલ હોય છે. આધ્યાત્મ જ્ઞાન કરતાં બુદ્ધિજ્ઞાન (બુદ્ધિબળ) નો દરજ્જો કંઈક નીચો હોવાથી બુદ્ધિદાનનો દરજ્જો પણ નીચો જ છે; પરંતુ અન્નદાન અને વસ્ત્રદાનના કરતાં તો એ દાન બહુજ ઉત્તમ છે, એટલે સુધી કે જીવનદાન કરતાં પણ બુદ્ધિદાન એ ઘણુંજ ઉત્તમ છે; કારણ કે પુરૂષાર્થ સંપાદન કરવું એજ મનુષ્ય જીવની પ્રતિ કર્ત્તવ્યતા છે, અને ઉત્તમ પુરૂષાર્થનો સર્વ આધાર બુદ્ધિજ્ઞાનમાંજ સમાયલો છે.

ઉપર પ્રમાણે હોવાથીજ **જ્ઞાન એ જીવન અને અજ્ઞાન એ મૃત્યુ** કહેવાય છે. મનુષ્યે મરતાંની ઘડી સુધી અજ્ઞાનરૂપી અંધારામાંજ આંધળાની માફક ફાંફાં મારી સડયા કરવું એ તો તુચ્છમાં તુચ્છ જીવન છે.

હવે ત્રીજે નંબરે શારીરિક સહાયતા આવે છે. શરીર વડે બીજાને સહાય કરવી એ પણ એક દાનનોજ પ્રકાર છે; પરંતુ તેની સાથે આ રહસ્ય પણ ભૂલવું જોઇએ નહિ કે એ પ્રકારની સહાય સર્વોત્તમ નહિ પણ ત્રીજા નંબરનીજ છે. કારણ કે શારીરિક સહાય કરવાથી સામાને જે તૃપ્તિ યા ટેકો મળે છે તે સદાકાળ ન ટકતાં માત્ર અલ્પકાળજ ટકે છે.

ક્ષુધાની વેદના અન્ન મળવાથી શાંત થઈ જાય છે, પણ ફરી પાછો વખત થાય છે કે તરતજ એ વેદના પુનઃ ખડી થાય છે. એજ વાત મનુષ્યની અન્ય આવશ્યકતાઓને પણ લાગુ પડે છે. જ્યાં કાંઇ પણ ગરજ ઉભી થઇ ત્યાં તેની સાથે સાથે દુઃખ પણ ઉભેલુંજ સમજવું.

ખરેખરૂં સુખ તો ત્યારેજ પ્રાપ્ત થાય કે જ્યારે સર્વ આવશ્યકતાઓની પેલી પાર જવાય. એ દશા પ્રાપ્ત કરવામાં આવે તોજ ભૂખ, તરસ અને બીજી આપત્તિઓથી થતા ત્રાસમાંથી અને વાસનાઓની અતૃપ્તિથી થતો ક્લેશ ઇત્યાદિ સદા કાળને માટે નિર્મૂળ થાય.

આટલા વિવેચનથી સ્પષ્ટ માલૂમ પડશે કે જે સહાય વડે મનુષ્યને આધ્યાત્મિક સામર્થ્ય મળે, તેજ સહાયતા સર્વોત્કૃષ્ટ—સર્વોત્તમ છે. એથી ઉતરતી પંક્તિની સહાયતા તે જ્ઞાનદાન યાને બુદ્ધિબળનું દાન છે, અને ત્રીજો નંબર શારીરિક સહાયતા છે.

સંસારના વિવિધ દુઃખોનું નિવારણ કેવળ શારીરિક સહાયતાથી થવું અશક્ય છે. જ્યાંસુધી મનુષ્યનું ચિત્ત બદલાય નહિ ત્યાં સુધી તેની અનેકવિધ આવશ્યકતાઓ અને તજ્જન્ય દુઃખો આવ્યા કરવાનાંજ, અને તે સર્વનો પરિહાર કરવાને માટે શારીરિક સહાયતા અસમર્થજ છે. એ સર્વ પીડાનો સાચો અને આબાદ ઉપાય માત્ર એકજ છે, અને તે એજ કે જ્ઞાનદાન વડે મનુષ્યના ચિત્તની શુદ્ધિ કરવી. આ જગતમાં સર્વ સંકટો અને વિપત્તિઓની માતા અજ્ઞાનજ હોવાથી પ્રથમ તો મનુષ્યની અંદર જ્ઞાનનો પ્રકાશ પાડો. યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિવડે જે સમયે **મનુષ્યને પોતાની ચૈતન્ય શક્તિની ઓળખાણ પડશે, અને તેનામાં પૂર્ણ આત્મશ્રદ્ધા જાગૃત થશે ત્યારેજ માનવજાતિ પૂર્ણ સુખી થશે.** એમ થવા અગાઉ એવી દશાની આશાજ કરવાની નથી. **જગતમાંના એક એક ગૃહને આપણે સદાવ્રત બનાવી દઇએ અને આખી પૃથ્વી દવાખાનાંઓથી ભરી દઇએ; તો પણ જ્યાં સુધી મનુષ્યે આત્મજ્ઞાન સંપાદન કર્યું નથી ત્યાં સુધી અત્યારે સર્વત્ર દેખાઇ રહેલાં અનેકવિધ દુઃખદારિદ્ર કાયમજ રહેવાનાં.**

ભગવદ્‌ગીતામાં વારંવાર કહેવામાં આવેલું છે કે મનુષ્યે કર્મ નિત્ય

કરતાજ રહેવું. આપણે ગમે તેવું કાર્ય કરીશું તોપણ તેથી કોઇને સુખ અને કોઇને દુઃખ તો થવાનુંજ. જો આમજ છે તો પછી આપણે કર્મ કરવાનુંજ મુકી દઇએ તો સુખ દુઃખના દ્વંદ્વથી આપણે મુક્ત થઇ જઇએ; એમ કેટલાકને શંકા ઉત્પન્ન થાય છે; પણ એ તો ભ્રમણા માત્ર છે. પ્રત્યેક કર્મ જેટલા પ્રમાણમાં સારૂં અને ખરાબ હોય છે, તેટલાજ પ્રમાણમાં સુખ અને દુઃખની પ્રાપ્તિ થાય છે. સત્કર્મથી સુખ અને દુષ્કર્મથી દુઃખ ઉત્પન્ન થાય છે; તોપણ દુઃખથી આત્માને જેવી રીતે બંધન થાય છે તેવીજ રીતે સુખથી પણ એક પ્રકારનું બંધન થાય છે. સત્કર્મથી જે સુખ આપણને અનુભવાય છે તે સુખ શું કાંઇ તે કર્મવડે નવીન ઉત્પન્ન થતું નથી, પણ તે આપણી અંદર પ્રથમથીજ હોઇને સત્કર્મ વડે તો તે માત્ર આપણા અનુભવમાં આવ્યું એટલુંજ. માટે "સત્કર્મથીજ સુખ ઉત્પન્ન થયું" એ ભ્રમ છે, અને જ્યાં સુધી એ ભ્રમ કાયમ હશે, ત્યાં સુધી સુખ દુઃખનાં દ્વંદ્વથી આત્માની મુક્તિ થવાનીજ નહિ. "અમુક કર્મ કરીશ અને હેનાથી મ્હને અમુક પ્રકારની સુખ પ્રાપ્તિ થશે" એ ભાવનાજ દૂર કરવી જોઈએ એમ ભગવાન્ શ્રીકૃષ્ણનું કહેવું છે. પ્રાપ્ત કર્મ કરવાંજ જોઇએ, એમ છે તો તે અવશ્ય કરવાંજ; પરંતુ સુખ પ્રાપ્તિ તેમાંથી નવી પેદા થશે એ ભાવનાનો તો સમૂળગો ત્યાગજ કરવો. કર્મ કરવાં પણ હેનાથી ફળની આકાંક્ષા ન રાખવી જોઇએ એટલે બસ આપણો આત્મા કોઇપણ જાતના બંધનથી દૂર રહેશે, નિર્લેપ થશે. હવે આપણે અનાસક્તિ એટલે શું તે સ્હમજવાનો પ્રયત્ન કરીશું.

પ્રત્યેક મનુષ્યે હમેશાં આસક્તિ વિનાજ કર્મ કરવાં જોઇએ. એટલેકે કર્મના ફળની લેશ માત્ર પણ ભાવના મનમાં લાવવી જોઇએ નહિ; એ ભગવદ્‌ગીતાના ઉપદેશનું મુખ્ય સૂત્ર છે. પ્રત્યેક મનુષ્યને પૂર્વ કર્માનુસાર કોઇ પણ પ્રકારના સંસ્કાર જન્મથીજ હોય છે. સરોવરમાં

એકાદ હેડું કે એવો કોઇ પદાર્થ નાખતાં તેના પાણીમાં જેમ ન્હાની ન્હાની લહરીઓ ઉત્પન્ન થાય છે, તેમ મનમાં પણ કોઈ પણ વિચાર વા ક્રિયા થતાં સૂક્ષ્મ લહરીઓ ઉત્પન્ન થાય છે. એ લહરી શાંત થયલી માલુમ પડે છે ત્યારે પણ તે સઘળગી નષ્ટ ન થતાં, મનમાંજ ગુપ્તપણે રહે છે, અને જ્યારે પ્રસંગ મળે છે કે તરતજ જાગ્રત થાય છે. આવી રીતે ચિત્ત ઉપર ગુપ્તપણે જે અસર રહે છે એનું નામજ સંસ્કાર કહેવાય છે; અને આપણે જે જે ક્રિયા અને વિચાર કરીએ છીએ તે સઘળા મનપર કાંઈ ને કાંઈ અસર મૂકીજ જાય છે કે જે અસર મનમાં ગુપ્તરૂપે સંતાઈ રહે છે. આવી અનેક ગુપ્ત અસરોનો સમૂહ તેનું નામ સ્વભાવ કહે છે અને તે સ્વભાવજ મનને તથા શરીરને ગતિમાન કરે છે. આ પ્રમાણે ચાલુ વ્યવહારમાં આપણને આપણું પોતાનું જે સ્વરૂપ માલૂમ પડે છે, તે ઉપર કહ્યું તેમ આપણા અનેક પ્રકારના સંસ્કારોના સંઘટનથીજ ઉત્પન્ન થયેલું હોય છે; અને તેને આપણે નિત્યના વ્યવહારમાં સ્વભાવ વા પ્રકૃતિ (character)ના નામથી ઓળખીએ છીએ.

હમણાં હું પોતે પણ જે સ્વરૂપથી તમને દેખાઉં છું તે સ્વરૂપ પણ ઉપર કહ્યું તેવા પૂર્વ સંસ્કારોના સંઘટનથીજ ઉત્પન્ન થયેલું છે. પ્રત્યેક મનુષ્યનું સ્વરૂપ પણ એવીજ રીતે ઘડાય છે. પૂર્વજન્મના સંસ્કારો સારા હોય છે તો સારો સ્વભાવ બંધાય છે, અને ખરાબ સંસ્કાર હોય તો ખરાબ બંધાય છે. જે મનુષ્ય નિત્ય ખરાબ શબ્દોજ બોલતો અથવા સાંભળતો હોય, મનમાં ખરાબ વિચારોજ કર્યા કરતો હોય અને કર્મો પણ ખરાબજ આચરતો હોય તો ત્હેના સંસ્કારો પણ ખરાબજ બંધાવાના અને એવા ખરાબ સંસ્કારો વડે સ્વભાવ-પ્રકૃતિ પણ ખરાબજ બંધાવાની તથા તેના હાથથી કામો પણ ખરાબજ થવાનાં. ધીરે ધીરે એ સંસ્કારોનું બળ એટલું બધું વધી પડે છે કે,

કદાચ તે માણસ એકાદ સારૂં કૃત્ય કરવા ધારે તો પણ ખરાબજ થઈ જવાનું. એજ પ્રમાણે સારા વિચારો અને કાર્યો કરનાર મનુષ્યનો સ્વભાવ પણ સારોજ ઘડાઇને દિન પ્રતિદિન તે શુભકર્મોજ કરવાનો; અને છેવટે તે સ્વભાવ એટલી સ્થિતિ સુધી પહોંચવાનો કે કદાચ કોઇવાર તે એકાદ ખરાબ કૃત્ય કરવા ધારે તો પણ તે તેનાથી બની શકવાનુંજ નહિ, અને જ્યારે આવી સ્થિતિ થાય ત્યારે મનુષ્યે સ્હમજવું કે હવે સ્વભાવ પાકો બંધાયો.

જેવી રીતે કાચબો પોતાના હાથ પગ વગેરે અવયવોને પોતાની ઢાલની અંદર સંકોચી લે છે, અને ગમે તેટલા પ્રહાર કરીએ તોપણ તે બહાર કાઢતો નથી; તેવીજ રીતે પોતાના મન અને ઇંદ્રિયો ઉપર સ્વામીત્વ મેળવી ચૂકેલો માણસ ગમે તેવી સ્થિતિમાં હોય તો પણ તેના હાથે ખરાબ કૃત્ય થશે નહિ. મતલબકે સદોદિત સદ્વિચાર અને શુભ કર્મના સેવનથી એકવાર શુભ સ્વભાવ બંધાઈ ચુકયો એટલે પછી ઇંદ્રિય નિગ્રહ કરવો બહુ મુસ્કેલ પડતો નથી. આ ઠેકાણે ઇંદ્રિય શબ્દનો અર્થ કેવળ જડ ઇંદ્રિયો સ્હમજવાનો નથી પણ કર્મેન્દ્રિયની સાથેજ જ્ઞાનેંદ્રિયનો નિરોધ પણ આવશ્યક છે. આ નિરોધ પરિપકવ થયો એટલે મનુષ્ય સ્થિતપ્રજ્ઞની દશાને પહોંચેલો કહેવાય છે. આવા સ્થિતપ્રજ્ઞ મનુષ્યનેજ સત્યનો (પરમાત્માનો) સાક્ષાત્કાર થાય છે અને તે દ્વંદ્વાતિત થઇને સચ્ચિદાનંદમય મોક્ષ સ્થિતિમાં વિલસે છે.

આવા મનુષ્યને હાથે જાણી જોઇને કદી પણ ખરાબ કૃત્ય થતું નથી, તેમજ એને ગમે તેવા સંયોગમાં મુકવામાં આવે તો પણ તે સર્વદા નિર્લેપ અને નિર્ભયજ રહેવાનો. આવા પ્રકારની સ્થિતિ તેજ બ્રાહ્મી સ્થિતિ. એક વખત એ સ્થિતિ પ્રાપ્ત થઇ એટલે તે મનુષ્ય કોઈ પણ પ્રકારના મોહમાં ન ફસાતાં જીવનમુક્ત દશામાં પ્રવેશ કરે છે. સર્વ યોગ અને સર્વ સાધનનું ધ્યેય એજ જીવન મુક્તની સ્થિતિ

પ્રાપ્ત કરાવવાનું હોય છે. પ્રત્યેક પ્રકારના યોગનો માર્ગ ભિન્ન ભિન્ન હોવા છતાં તે સઘળાનું પર્યવસાન તો આ એકજ સ્થાનમાં છે. જ્ઞાન યોગ વડે બુદ્ધે અને ભક્તિયોગવડે ઇશુખ્રિસ્તે જે સ્થિતિ પ્રાપ્ત કરી હતી તેજ સ્થિતિ કર્મયોગ વડે પણ પ્રાપ્ત થઈ શકે છે. બુદ્ધ જ્ઞાની હોઇને કર્મયોગી હતા અને ઇશુખ્રિસ્ત શુદ્ધ ભક્ત હતો; પરંતુ છેવટે બંનેને એકજ સ્થિતિ પ્રાપ્ત થઇ. એ સ્થિતિ એટલે પૂર્ણ મુક્તાવસ્થા.

મુક્તાવસ્થા વિષે અત્રે કેટલોક વધુ ખુલાસો કરવો આવશ્યક છે. સુખ દુઃખ, પાપ પુણ્ય, સત્કર્મ દુષ્કર્મ ઇત્યાદિ જે દ્વંદ્વોની પેલી પાર પહોંચવું, તેનું નામ મુક્તપણું. જેવી રીતે દુઃખ, પાપ અને દુષ્કર્મ એ મુક્તિનાં વિઘાતક છે, તેવીજ રીતે સુખ, પુણ્ય અને સત્કર્મ એ પણ ખરી મુક્તિનાં વિઘાતક છે. એક મનુષ્યને લોખંડની સાંકળથી બાંધ્યો હોય અને અન્યને સુવર્ણની સાંકળથી બાંધ્યો હોય, તો વસ્તુતઃ બંનેને બંધન તો સરખુંજ છે. આમ છતાં જેમ પગમાં વાગેલો કાંટો કાઢવાને માટે આપણે બીજા કાંટાનો ઉપયોગ કરી કામ પૂર્ણ થયું એટલે બંને કાંટાને ફેંકી દેઇએ છીએ; તેવીજ રીતે દુષ્કર્મો તરફ લાગેલા આપણા મનને પાછું ફેરવવા માટે સત્કર્મનો ઉપયોગ છે. અને એક વખત આપણું મન ચોક્કસ પાછું ફરી ગયું એટલે પછી સત્કર્મો કરવાની પણ જરૂર રહેતી નથી; એટલુંજ નહિ પણ કર્મ માત્ર બહિરમુખતામાં નાખનારાં હોવાથી અને પરમાત્મ ધ્યાન કરવામાં અંતરમુખતાનીજ જરૂર હોવાથી મનને સત્કર્મોમાંથી પાછું વાળી અંતરમુખ બનાવવાની જરૂર પડે છે. કોઈ પણ કર્મ કરવાની આવશ્યકતા ન લાગવી એનું નામ જ અનાસક્તિ છે.

કર્મ કરવા છતાં તેનું કાંઇ પણ વિશેષ પરિણામ મનપર થવા દેવું નહિ. જેમ એકાદ તળાવની સપાટી ઉપર અનેક લહરીઓ આવે અને જાય છે, છતાં નીચેના પાણીની શાંતિમાં કશોજ ભંગ થતો

નથી; તેજ પ્રમાણે કર્મો કરવા છતાં અંતરની શાંતિનો ભંગ થવા દેવો નહિ એવું ભગવાન શ્રીકૃષ્ણનું કહેવું છે; પરંતુ આ પ્રમાણે બનવું શક્ય છે? હરકોઈ કર્મ કર્યું એટલે તેના શુભાશુભ સંસ્કાર મન પર પડવાનાજ. આ પ્રમાણેનો અનુભવ સર્વને હોવા છતાં ઉપલી અશક્ય જેવી વાતને શક્ય કેવી રીતે બનાવી શકાય તેનો હવે વિચાર કરીશું.

મ્હારા નિત્ય વ્યવહારમાં મ્હને સેંકડો મનુષ્યો મળે છે, અને ત્હેમાં એકાદ મનુષ્ય એવો પણ મળે છે કે જેનાપર મ્હારો પ્રેમ હોય છે. રાત્રીએ પથારીમાં પડ્યો પડયો તે સેંકડો મુખમુદ્રા સંબંધી વિચાર કરૂંછું, ત્યારે ત્હેમાંથી બીજી મુખમુદ્રાનો ખ્યાલ ન આવતાં પેલા સ્નેહીની મુખમુદ્રાજ મ્હારાપર ખડી થઇ જાય છે. આમ થવાનું કારણ એજ કે બીજા મનુષ્યોની મુખમુદ્રા કરતાં આ વિશિષ્ટ મનુષ્યની મુખમુદ્રાનો સંસ્કાર ત્હેની સાથેના પ્રેમને લીધે મ્હારા મનપર વિશેષ હોય છે. બાહ્ય દૃષ્ટિથી વિચાર કરીશું તો મ્હેં જોયેલી પ્રત્યેક મુખમુદ્રાની પ્રતિમા મ્હારા નેત્રોમાં પડી હતી. મસ્તિષ્કે ( Brain ) તે પ્રત્યેકનું ચિત્ર ગ્રહણ કર્યું હતું; તોપણ આંતરમાં એક જણનોજ ચહેરો સ્મરણમાં વધુ રહી ગયો હતો. આમ થવાનું કારણ એજ કે એમાંની ઘણી ખરી મુખમુદ્રાઓ તો મ્હારે માટે બીલકુલ નવીનજ અને અપરિચીત હતી. બીજા હાથપર પેલા ઓળખીતા મનુષ્યનો મેળાપ અગાઉ અનેકવાર થએલો હોવાથી તેને માટેના સંસ્કાર મ્હારા મનમાં પ્રથમથીજ હતા. એ સંસ્કારો મનમાં સુષુપ્ત દશામાં હતા. એ સંસ્કારોને કાલની નવીન મુલાકાતે જાગ્રત કર્યા, અને બીજી મુખમુદ્રાઓના સંસ્કાર કરતાં આ મુદ્રાનો સંસ્કાર વણો પાછો વધારે દૃઢિભૂત થયો.

આથી સિદ્ધ થાય છે કે જે બાબતની છાપ અગાઉ મનુષ્યના

મનપર સારી રીતે પડી ચુકેલી હોય છે તે બાબતને માટે થોડો પણ ઈશારો મળતાં તુરતજ તે છાપ તાજી થઈ આવે છે. આમ હોવાથીજ શ્રીકૃષ્ણ કહે છે કે પ્રત્યેક બાબત કરવી તે અલિપ્તપણેજ કરવી; કે જેથી તેના સંસ્કાર મનપર દ્રઢપણે બેસી જાય નહિ. આ જગતમાં તમે એક મુસાફર છો એમ સમજીનેજ કર્મ કરતા જાઓ, અને લેશ માત્ર પણ બંધન થાય નહિ એ ખાસ યાદ રાખો. જગત્ એ આપણું નિત્યનું નિવાસસ્થાન નથી, પરંતુ માત્ર આપણા પ્રવાસનું મધ્ય સ્થાન—વિશ્રામ સ્થાન છે. "અખિલસૃષ્ટિ આત્માને માટે છે, નહિ કે આત્માસૃષ્ટિને માટે છે" એ સાંખ્ય સૂત્ર ખાસ ધ્યાનમાં રાખજો. સૃષ્ટિનું અસ્તિત્વ જીવાત્માના શિક્ષણને માટે છે, અને જીવાત્માએ એમાંથી શિક્ષણ મેળવી મુક્ત થવાનું છે. જો એ સૂત્ર આપણે સ્મરણશક્તિમાં કોતરી રાખીશું તો આપણે સદૈવ નિર્લેપજ રહેવાના. સૃષ્ટિ એ આપણા અભ્યાસનું મુખ્ય પુસ્તક છે, આપણો અભ્યાસ પરિપૂર્ણ થઇ ગયો કે એ પુસ્તક આપણને નિરૂપયોગી થવાનું; પરંતુ એમ ન સમજવાથી આપણે આપણી સ્થિતિ ઉલટીજ કરી મુકી છે. સૃષ્ટિના બંધનમાં ઉલટા આપણે વધારે ને વધારે સપડાતા જઇએ છીએ. આપણા વિચારો એવા થઈ ગયા છે કે, 'જીવાત્મા એ સૃષ્ટિને માટે છે' 'જીવ એ શરીરને માટે છે,' અને "મનુષ્ય ખાવા પીવા માટેજ જીવે છે, જીવવા માટે ખાતો નથી." આપણે જીવાત્માને સૃષ્ટિમયજ દેખીએ છીએ, અને પ્રતિદીન એ બંધનનું સૂત્ર મજબુત થતું જાય છે. એ બંધનને લીધે જીવાત્માપર અખંડ સંસ્કારો કોતરાય છે અને તેની અધોગતિ થાય છે. સૃષ્ટિમાં એક ગુલામની માફક આપણે કામ કરીએ છીએ, અને મુક્તિની વાત તો એક બાજુ હજારો માઇલ દૂર પડી રહે છે!

સ્વતંત્રપણે એક માલીકની માફક કર્મ કરો, નહિ કે ગુલામની

માફક; એ કર્મયોગનો મુખ્ય ઉપદેશ છે. નિયમિતપણે કર્મ કરો, પણ કર્મના દાસ બની રહેવા માટે નહિ પણ મુક્ત થવા માટે કરવાનું છે.

પ્રત્યેક મનુષ્ય કેવી રીતે કર્મ કરે છે, તે આપણે નથી જોતા? નિષ્કર્મ થઇને કોઈ પણ બેસી શકતું નથી. સેંકડે નવાણું ટકા માણસો કર્મ કર્યા જાય છે; પરંતુ તે ભૌતિક સુખ પ્રાપ્ત કરવાના હેતુથી, એટલે કે દેહના ગુલામ તરીકેજ કરે જાય છે, અને એ ગુલામગીરીને લીધે જ જગતમાં જ્યાં ત્યાં દુઃખ અને ચિંતાઓ વ્યાપી રહેલાં જણાય છે.

સ્વતંત્ર રીતે અલિપ્તપણાથી કામ કરો. કામનાથી પ્રેરાઇને નહિ, પરંતુ ખરા પ્રેમથી પ્રેરાઇને કામ કરો. અત્રે પ્રેમ એ શબ્દનો ખરો અર્થ સમજવો મુસ્કેલ છે. સ્વતંત્રતા પ્રાપ્ત કરી નથી ત્યાં સુધી ખરો પ્રેમ ઉપજવો અશક્ય છે. ગુલામમાં ખરો પ્રેમ હોઈ શકે નહિ. ત્હમે એકાદ ગુલામને ખરીદ કરીને ત્હેના હાથ પગમાં બેડી ઠોકીને ત્હેની પાસેથી જકડીને કામ લેશો તો તે એક વૈતરાની માફક કામ કરશે, પણ એથી કરીને તેના હૃદયમાં ત્હમારે માટે લેશ માત્ર પણ પ્રેમ તો નથી જ ઉપજવાનો; તેવી જ રીતે આપણે પણ ઇંદ્રિયોના દાસાનુદાસ બનીને કાર્ય કરીશું ત્યાં સુધી આપણામાં લેશમાત્ર પણ સાચો પ્રેમ ઉત્પન્ન થનાર નથી. એવા પ્રકારનાં કર્મોને ખરાં કર્મ કહેવાય જ નહિ. જે મનુષ્ય ઇંદ્રિયોનો ગુલામ છે તે પોતાને માટે અને પોતાના સંબંધીઓ કે મિત્રોને માટે ગમે તેટલાં કાર્ય કરે તો પણ તેના ઉદ્યોગમાં વાસ્તવિક કર્મની યોગ્યતા આવવાની જ નહિ. સત્ય પ્રેમથી પ્રેરાઇને કરેલાં કર્મનો બદલો આપણને સુખ અને શાંતિના રૂપમાં મળે છે. જે કર્મથી આપણા ચિત્તને શાંતિ અને સુખનો લાભ થતો નથી એવું એક પણ કર્મ પ્રેમથી પ્રેરાઇને થયેલું કહેવાય નહિ.

સત્ય ચૈતન્ય, સત્ય જ્ઞાન અને સત્ય પ્રેમ એ ત્રણે એક બીજા સાથે જોડાયેલાં છે અર્થાત્ એક જ સ્વરૂપ છે. જ્યાં એ ત્રણ પૈકી એકનું પણ અસ્તિત્વ હોય ત્યાં અન્ય બે પણ હોવાં જ જોઇએ. વસ્તુતઃ એક જ અદ્વિતીય મૂળ રૂપનાં એ ત્રણ અંગો છે. તે મૂળ રૂપનું નામ **સચ્ચિદાનંદ** છે. એ મૂળરૂપ પૈકી સત્ એ આપણને આ પ્રત્યક્ષ સૃષ્ટિના સ્વરૂપથી ભાસમાન થાય છે; ચિત્ એ સૃષ્ટ પદાર્થના જ્ઞાનરૂપે દીસે છે; અને પ્રત્યેક સજીવ હૃદયમાં જે પ્રેમ અંશતઃ દેખાય છે, તેની ઉત્પત્તિ એ આનંદમાંથી જ છે; એટલા માટે ખરા પ્રેમમાંથી દુઃખની ઉત્પત્તિનો સંભવજ નથી. ખરો પ્રેમ, પ્રેમીને અથવા પ્રેમની વસ્તુ ઉભયમાંથી કોઈને પણ અશાંતિ કે દુઃખનું કારણ બની શકે એ સર્વથા અશક્ય જ છે; પરંતુ જો એમજ હોય તો પ્રેમી જોડાંઓને આપણે વારંવાર દુઃખમાં ડુબેલાં જોઇએ છીએ, તેનું કારણ શું ? એવો પ્રશ્ન ઉભો થશે; પરંતુ એના ઉત્તરને માટે એક નીચલું દૃષ્ટાંત બસ થશે. ધારો કે, એક મનુષ્ય એક સ્ત્રી ઉપર અત્યંત પ્રેમ રાખે છે. એટલે સુધી કે, ધ્યાનમાં, કર્મમાં અને સ્વપ્નમાં પણ ત્હેને ત્હેનું જ દર્શન થાય છે; પરંતુ જરા થોભો. આ પ્રેમનું આપણે શાસ્ત્રીય પૃથક્કરણ કરી જોઈએ એટલે ત્હેનું ખરૂં સ્વરૂપ આપણા સમજવામાં આવે. એ જોડાને લાગે છે કે, બસ સાથે જ બેસીએ, ઉઠીએ, ખાઇએ અને પીએ. એક બીજાના મુખમાંથી નિકળતો શબ્દ ઝીલી લેવાને તેઓ સદા તૈયાર જ રહે છે. આનો અર્થ ખરો એ જ કે, તેમાંનું દરેક પોતે ગુલામ બને છે અને પોતાના જોડીદારને પોતાનો ગુલામ બનાવે છે. આ બંને ગુલામો વચ્ચે વિકારી પ્રેમ છે અને પરિણામે તે અશાંતિ અને દુઃખ જ આપે છે. એમાંના એકે એકાદ વાત બીજાના કહ્યા મુજબ ન કરી અથવા તો એકે બહારના કોઈ માણસની મુલાકાત કરી કે બસ બીજાના મનમાં

આડી તેડી શંકા અને દુ:ખનો પાર જ નહિ ! મિત્રો ! આ તે શું ખરા પ્રેમનાં લક્ષણ ? ઇંદ્રિયજન્ય સુખના અભિલાષે ગાંડા બનાવી દીધેલા મનુષ્યનો એ એક તરંગજ માત્ર છે; અને ભ્રમને લીધે જ તેને તે સાચો પ્રેમ માની લઇને બિચારાં મનુષ્યો રાજી રાજી થઈ જાય છે અને બીજાને પણ પોતાના જેવું જ ગુલામ બનાવે છે. એક બાબત કહેવા મુજબ કરવાનો નકાર સાંભળ્યો કે, બસ ખીજાઈ ગયો ! આવો પ્રેમ ખરો હોઈ શકે જ નહિ. ખરા પ્રેમમાં આવું હોય જ નહિ. કોઈ પણ પ્રાણી પદાર્થ ઉપર ત્હમને જ્યારે પણ ખરો પ્રેમ ઉત્પન્ન થશે—પછી તે ત્હમારી સ્ત્રી પ્રત્યે હો, બાળક પ્રત્યે હો, વા ગમે તે પર હો, તેજ દિવસે ત્હમને ખરા વિશ્વવ્યાપી પ્રેમની કુંચી પ્રાપ્ત થશે, અને તેજ દિવસે અલિપ્તપણું એટલે શું ? ત્હેનો વાસ્તવિક અર્થ સ્હમજાશે.

શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે, "હે અર્જુન ! મ્હારી કૃતિ તરફ જો. મ્હારે આ ત્રણે લોકમાં કશુંય પ્રાપ્ત કરવાનું નથી છતાં પણ હું કર્મ કર્યા કરૂં છું. જો હું તેમ કરતો બંધ પડું તો આ સમસ્ત વિશ્વનો લય થઈ જાય; કેમકે સર્વ કોઇ મ્હનેજ અનુસરે છે." મતલબ કે ઇશ્વર સર્વ કર્તવ્યથી મુક્ત અને અલિપ્ત છે તોપણ જીવો પ્રત્યેના પ્રેમનેજ વશ થઇને કર્મ કરે છે. સત્ય પ્રેમ આપણને નિર્લેપજ રાખે છે. કેવળ ઇંદ્રિય સુખનેજ માટે પ્રેમ કરવો એ તો માત્ર સ્થૂલ પ્રેમ છે. અમુક પુરૂષને અમુક સ્ત્રી પ્રત્યે પ્રેમ છે એમ આપણે કહીએ છીએ; પરંતુ ખરી હકીકત ઉંડાણથી જોઇશું તો તે પ્રેમ તે સ્ત્રીના શરીર પ્રત્યેનોજ છે. ઇંદ્રિય સુખની જરા પણ કામના જાગી કે અલિપ્તપણું તો ગયુંજ. આવા પ્રેમીઓનું લક્ષ્ય જડ વિષય ભોગથી આગળ હોતુંજ નથી. લોખંડને જેમ ચકમક તરફ આકર્ષણ હોય છે તેવુંજ સ્વરૂપ આવા જડ પ્રેમનું હોય છે; અને

સ્થીજ એકાદ નજીવા કારણથી પણ આવો પ્રેમ તુટી જઇને દુઃખની ઉત્પત્તિ થાય છે. સત્ય પ્રેમનું સ્વરૂપ તો આથી ઘણું દૂર છે. તે જડ વિષયમાં કદિ પણ સંલગ્ન થઈ રહેતો નથી; પરંતુ જડ વિષયોથી પર એવા ચૈતન્ય રૂપમાંજ તે સંલગ્ન થઇ રહે છે. એવા પ્રકારનો ખરો પ્રેમ કરનારાં મનુષ્યો હજારો માઇલ દૂર હોય તોપણ ત્હેમના પ્રેમમાં અંતર પડતું નથી, તે કદી નષ્ટ થતો નથી, અને ત્હેમાંથી દુઃખની ઉત્પત્તિ થતી નથી.

એવી અલિપ્તતા પ્રાપ્ત કરવી સહજ નથી. સતતપણે અભ્યાસ કરાય તોપણ એકાદ જીંદગી વીત્તી જાય છે; પરંતુ એની પ્રાપ્તિ થઈ કે તત્કાળ સત્ય પ્રેમ અને મુક્તિનાં દ્વાર ખુલ્લાં થઇ જવાનાં; અને સૃષ્ટિનાં સર્વ બંધનો આપોઆપજ દૂર થઈ જવાનાં; તથા આ સૃષ્ટિ આપણને પોતાના વાસ્તવિક સ્વરૂપમાં દેખાતી ચાલીને આપણને માટે નવાં બંધનો બનાવવાનું મૂકી દેશે અને આપણે બીલકુલ અલિપ્ત થઇ કર્મના ફળની લેશ માત્ર પણ દરકાર વિનાના થઈશું. ત્હમે ત્હમારાં બાળકોને એકાદ રમકડું યા એવી કોઇ ચીજ લાવી આપો છો ત્યારે શું કાંઈ બદલો ત્હેમની પાસે માગો છો? નહિજ. "એ તો આપણું કર્ત્તવ્ય છે" એટલાજ વિચારથી એ વિષયની સમાપ્તિ થઈ જાય છે. તેવીજ રીતે બહારની કોઈ પણ વ્યક્તિને માટે, શહેરને માટે, દેશને માટે વા રાષ્ટ્રને માટે એજ આશયથી કાર્ય કરો, અને ફળની લેશ પણ ઇચ્છા રાખતા નહિ. આ સૃષ્ટિમાં જ્યારે ત્હમારાં સર્વ દાન અને કૃત્યો એવી રીતે ફળની ઇચ્છા કે કોઈ પણ પ્રકારની આસક્તિ વિનાનાં થશે એટલે બસ ત્હમે આપોઆપજ નિર્લેપ—અલિપ્તજ થવાના. ઇંદ્રિયોના દાસ બનીને કર્મ કરવાથી પરિણામ સ્વાર્થ અને આસક્તિમાંજ આવે છે; અને ઇંદ્રિયો ઉપર સ્વામિત્વ મેળવીને સ્વતંત્રપણે કાર્ય કરવાથી હેનું ફળ શાંતિ અને અનાસક્તિમાંજ આવે છે. "હક" અને "ન્યાય"

એ શબ્દો વારંવાર આપણા કાને પડે છે; પરંતુ ખરૂં જોતાં એ શબ્દોને ન્હાનાં છોકરાંના બડબડાટ કરતાં જરા પણ વધારે મહત્તા કોઈ આપતું નથી. મનુષ્ય જાતિના નિત્ય વ્યવહારનું અવલોકન કરીશું તો ત્હેમાં મુખ્ય બે મનોધર્મ દૃષ્ટિગોચર થાય છે. એક તો સામર્થ્ય અને બીજી દયા. મનુષ્યના સામાન્ય વર્તનમાં આ બે પૈકી કોઈ પણ મનોધર્મનું પ્રાધાન્ય વર્તતું હોય છે. મનુષ્ય જ્યારે દયાને વિસરી જઇને પોતાનું સામર્થ્ય પ્રગટ કરવા લાગે છે ત્યારે તેની સ્વાર્થ બુદ્ધિ અતિ બળવાન બનેલી હોય છે. સામાન્ય કોટીનાં સ્ત્રી પુરૂષો તરફ જોઇશું તો તેઓ પોતાના સામર્થ્યનોજ એક સરખી રીતે ઉપયોગ કરે જાય છે, એમ માલૂમ પડે છે. દયા તો ભાગ્યેજ માલૂમ પડે છે. દયાશીલ અંતઃકરણ એ પ્રત્યક્ષ સ્વર્ગજ છે. જહેના અંતઃકરણમાં દયા ભાગ વિશેષ છે તે ખરેખર મહા ભાગ્યશાળી પુરૂષ છે. હક્ક અને ન્યાયનો મૂળપાયો દયાજ છે. કર્મના ફળની આશા રાખનારા સર્વ વિચારો આપણા આધ્યાત્મિક ઉન્નતિમાં વિઘ્નકારક થઈ પડે છે; એટલુંજ નહિ પણ તે આપણા માટે અનંત દુઃખની પરંપરા પણ ઉત્પન્ન કરે છે. ભૂતદયા અને સ્વાર્થત્યાગ એ ધર્મનો અભ્યાસ કરવાને બીજો એક માર્ગ છે અને તે એ છે કે, જો આપણને ઈશ્વરનું અસ્તિત્વ માન્ય હોય તો કર્મને ઈશ્વરની પૂજા માનવી; અને પૂજાની ભાવનાથીજ આપણાં સર્વ કર્મો અથવા કર્મનાં ફળો ઈશ્વરાર્પણ—કૃષ્ણાર્પણ કરવાં એટલે કોઈ પણ મનુષ્યની પાસેથી પ્રતિફળ મેળવવાનો આપણો હક્ક રહેશેજ નહિ.* સ્વતઃ પરમેશ્વર પોતે પણ એજ પ્રમાણે કર્મ કરીને ફળની અપેક્ષા ન કરવાથીજ નિત્ય મુક્ત—નિર્લેપ છે. જેવી રીતે જલ કમળપત્રને ભીંજવી શકતું નથી, તેવીજ રીતે સ્વાર્થત્યાગી મનુષ્યનાં કર્મો ત્હેને

* શ્રીકૃષ્ણ પોતે પણ કહે છે કે—यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् । यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥

બંધનમાં ફસાવી શકતાં નથી. આવી રીતના સ્વાર્થત્યાગી અને અલિપ્ત મનુષ્યને કોઈ મ્હોટા શહેરમાં પાપી મનુષ્યોની વસ્તિમાં રાખવામાં આવે તોપણ ત્હેને કોઈ પણ પ્રકારનું પાપ જરા પણ સ્પર્શ કરી શકવાનું નથી. એવા મનુષ્યને કદાચ સાક્ષાત્ પાપના કૂવામાં નાખવામાં આવે તો ત્યાં પણ તે અસ્પર્શ્યજ રહેવાનો !×

નિઃસ્વાર્થતાનું સત્ય સ્વરૂપ નીચેના દૃષ્ટાંતથી સમજાશે. કુરૂક્ષેત્રના યુદ્ધ પછી પાંચ પાંડવોએ એક મહાન્ યજ્ઞ આરંભ્યો અને ગરીબોને પુષ્કળ દાન આપવા લાગ્યા. પ્રત્યેક મનુષ્ય આ યજ્ઞનું ઐશ્વર્ય તથા ઉદારતા જોઇને આશ્ચર્યપૂર્વક વખાણ કરવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે જગતમાં આવો મ્હોટો યજ્ઞ કદિ સાંભળવામાં આવ્યો નથી; પણ યજ્ઞની સમાપ્તિ થયા પછી ત્યાં એક નોળીઓ આવ્યો. ત્હેનું અર્ધું શરીર સુવર્ણનું હતું તથા અર્ધું શરીર સામાન્ય હોય છે તેવું હતું. આ નોળીયો યજ્ઞની જગ્યાએ આવી આળોટવા લાગ્યો, અને આજુ-બાજુએ ઉભેલા લોકોને કહેવા લાગ્યો કે, "ત્હમે સઘળા મિથ્યા ભાષણ કરો છો, એ કાંઈ ખરો યજ્ઞ નથી." લોકોએ આશ્ચર્ય-ની સાથે જવાબ આપ્યો કે, "ત્હને ખબરજ નથી કે એમણે કેવાં કેવાં મ્હોટાં દાન કર્યાં છે, અને ગરીબ લોકોને પૈસાદાર તથા સુખી બનાવી દીધા છે ? આ યજ્ઞ તો ખરેખર મહાન્ અને કદિ પણ આખી પૃથ્વીપર ન થયો હોય એવો અદ્વિતિયજ છે." નોળીઆએ પ્રત્યુત્તરમાં કહ્યું કે, "એક ન્હાના ગામમાં એક ગરીબ બ્રાહ્મણ પોતાની સ્ત્રી, પુત્ર, તથા પુત્રવધુ સાથે રહેતો હતો. તેઓ ઘણીજ ગરીબ અવસ્થામાં હતાં, અને ઉપદેશ તથા શિક્ષણ આપી જે કાંઈ દાન મળતું ત્હેનાપર નિર્વાહ કરતાં હતાં. તે દેશમાં ત્રણ વર્ષનો લાંબો અને સખ્ત દુષ્કાળ પડ્યો.

×'ब्रह्मण्याध्याय कर्माणि संगं त्यक्त्वा करोति यः लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा.' श्री. भ. गी.

પેલો બિચારો ગરીબ બ્રાહ્મણ દિનપ્રતિદિન અધિક દુઃખી થતો ચાલ્યો. એક વખત તો આખા કુટુંબને કાંઇ પણ ખાવાનું નહિ મળી શકવાથી કેટલાક દિવસના અપવાસ થયા અને ક્ષુધાની પીડાથી બધાં મરણ તુલ્ય થઇ ગયાં. એક દિવસે પ્રાતઃકાળે સુભાગ્યયોગે પેલો બ્રાહ્મણ થોડો જવનો લોટ મેળવી શક્યો. એ લોટનું ભોજન બનાવી તેના ચાર જણ માટે ચાર ભાગ કર્યા; અને પછી તેઓ જમવાની તૈયારીમાં હતા એટલામાંજ બહારથી કોઇએ બૂમ મારી. બ્રાહ્મણે દ્વાર ખોલ્યાં તો એક અતિથીનું દર્શન થયું. હિંદુઓમાં અતિથિ એ પૂજ્ય અને ઈશ્વર તુલ્ય ગણાય છે. પેલા ગરીબ બ્રાહ્મણે અતિથીદેવનું વિધિપૂર્વક સ્વાગત કર્યું, અને અંદર લઈ જઈ પોતાના ભાગનું ભોજન તેના આગળ મૂક્યું. અતિથીદેવ તુર્તજ ભોજન જમી ગયા અને કહ્યું કે, "અરે ભાઇ! ત્હમે તો મ્હારૂં મૃત્યુ આણ્યું છે. દશ દિવસ થયાં ભોજન મળ્યું નથી અને વળી આટલા ભોજનને તો મ્હારી ક્ષુધાને ઉલટી વધારે જાગ્રત કરી!" પછી પેલા બ્રાહ્મણની સ્ત્રીએ કહ્યું કે, "મ્હારો ભાગ અતિથીને આપી દ્યો." પણ ત્હેના પતિએ કહ્યું કે, "નહિ, એમ બનશે નહિ." તોપણ પેલી સ્ત્રીએ ઘણું દબાણ કરીને કહ્યું કે, "અતિથીને તૃપ્ત કરવો એ ગૃહસ્થીનું કર્ત્તવ્ય છે અને જ્યારે ત્હમારી પાસે કાંઇ નથી ત્યારે ત્હમારી સ્ત્રી તરીકે મ્હારી ફરજ છે કે મ્હારો ભાગ આપવોજ જોઇએ." પછી સ્ત્રીએ પોતાનો ભાગ અતિથીદેવને અર્પણ કર્યો. અતિથી એ ભાગ પણ ખાઇ ગયા અને બોલ્યા કે, "હજુ પણ ક્ષુધા ઘણીજ પીડે છે." પછી પેલા બ્રાહ્મણનો પુત્ર બોલ્યો કે, "મ્હારૂં પણ એ કર્ત્તવ્ય છે કે પિતાના કર્ત્તવ્યની પૂર્ણતા કરવી, માટે મ્હારો ભાગ પણ લ્યો." અતિથીદેવ તે ભાગ પણ ગટગટાવી ગયા અને તોપણ અતૃપ્તજ રહ્યા; જેથી પુત્રવધુએ પણ પોતાનો ભાગ અર્પણ કરી દીધો. બસ હવે અતિથીદેવ તૃપ્ત થયા અને સર્વને આશીર્વાદ દઈ ચાલતા

થયા. તેજ રાત્રે એ ચારે જણ ક્ષુધાથી મૃત્યુવશ થયાં. એ જગ્યાએ પેલા લોટમાંના કેટલાક કણો પૃથ્વીપર વેરાયા હતા ત્યાં આળોટવાથી મ્હારૂં અર્ધ શરીર ત્હમે જુઓ છો તેવું સુવર્ણનું થઈ ગયું છે. ત્યાર પછી એવા પ્રકારના યજ્ઞની શોધમાં હું સઘળી પૃથ્વી ફરી વળ્યો છું, પણ મ્હારૂં બાકીનું અર્ધ શરીર સુવર્ણનું થાય એવો એક પણ યજ્ઞ જોયો નથી, અને તેથી હું કહું છું કે—આ પણ ખરો યજ્ઞ નથી."

હિંદુસ્તાનમાંથી આવો દાનધર્મ દિવસે દિવસે લોપ થતો જાય છે, અને એવા ખરા મહાન્ પુરૂષો પણ ન્યૂન થતા જાય છે. જ્યારે હું પ્રથમ ઇંગ્રેજી શીખતો હતો ત્યારે મ્હારા વાંચવામાં એક વાર્તાનું પુસ્તક આવ્યું. એ પુસ્તકમાં એક કર્ત્તવ્યપરાયણ છોકરાની વાર્તા હતી. જ્હેમાં તે છોકરો પોતે કમાઇને થોડા પૈસા પોતાની માતાના નિર્વાહને માટે મોકલતો હતો. તેના આ કર્ત્તવ્યનો મહીમા એ પુસ્તકમાં ત્રણ ચાર પાના ભરીને વર્ણવેલો હતો; પરંતુ મ્હારે કહેવું જોઇએ કે અમો હિંદુ બાળકોને આ કાર્યની આટલી સ્તુતિ જોઈ આશ્ચર્ય થતું; પરંતુ " જેને પોત પોતાને માટે " (every man for himself) એ પાશ્ચાત્ય નીતિસૂત્ર જ્યારે મ્હારા જાણવામાં આવ્યું ત્યારે પેલી વાર્ત્તાનું રહસ્ય હું સમજી શક્યો.

માબાપ ભૂખે મરે અને સ્ત્રી છોકરાં ભીખ માગે, છતાં પોતે જાતે અજીર્ણ થતાં સુધી જમનારા મનુષ્યો પાશ્ચાત્ય દેશમાંજ મારા જોવામાં આવ્યા. કોઈ પણ ગૃહસ્થાશ્રમીએ આવું આસુરી ધ્યેય રાખવું જોઇએ નહિ.

આટલા વિવેચનથી કર્મયોગનું ખરૂં રહસ્ય ત્હમારા સમજવામાં આવ્યુંજ હશે. દેહપાત થવાનો પ્રસંગ આવે તો પણ એક શબ્દ બોલ્યા સિવાય દીન દુ:ખીઓને મદદ કર્યા જવી જોઈએ. હજારો મનુષ્ય ત્હમને છેતરી જાય તો પણ પોતાના કર્ત્તવ્યમાં ન્યૂનતા ન

આવવા દેવી અને ગરીબોને દાન કરવા બદલ એક શબ્દ પણ ઉચ્ચારવો નહિ, તથા ઉપકારનો બદલો મેળવવાની આશાનો અંકુર જરા પણ ઉગવા દેવો નહિ; એટલુંજ નહિ પણ એવો પ્રસંગ પ્રાપ્ત થવા બદલ પરમાત્માનો અને સહાય લેનાર મનુષ્યોનો ઉપકાર માનવો. એક વિશુદ્ધ સંન્યાસીના જીવન કરતાં વિશુદ્ધ ગૃહસ્થીનું જીવન કેટલું કઠિન છે, ત્હેની કલ્પના હવે ત્હમને સારી રીતે આવી હશે. એક વિશુદ્ધ ત્યાગીનું જીવન જેટલું કઠિન છે, તેટલુંજ અને તેથી પણ અધિક કઠિન એક વિશુદ્ધ ગૃહસ્થાશ્રમીનું જીવન પણ છે.



# કર્મયોગ—પ્રકરણ ચોથું.

## કર્ત્તવ્ય એટલે શું ?

**કર્મયોગના** વિચારમાં કર્ત્તવ્ય એટલે શું, એ જાણવું ઘણુંજ અગત્યનું છે. કોઇપણ કર્મ કરવું હોય તો તે પહેલાં મ્હારે પ્રથમ જાણવું જોઇએ કે તે મ્હારૂં કર્ત્તવ્ય છે કે નહિ? જુદા જુદા દેશોમાં કર્ત્તવ્ય સંબંધી જુદા જુદા મત હોય છે, એ હું પૂર્વે કહીજ ગયો છું. મુસલમાન કહે છે કે જે કુરાનમાં લખ્યું છે તેજ અમારૂં કર્ત્તવ્ય છે. હિંદુઓ કહે છે કે વેદમાં કહ્યું છે તેજ અમારૂં કર્ત્તવ્ય છે; અને ક્રિશ્ચીઅનો કહે છે કે બાયબલમાં લખે છે તેજ અમારૂં કર્ત્તવ્ય છે. ભિન્ન ભિન્ન વખતે, ભિન્ન ભિન્ન દેશોમાં અને ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં કર્ત્તવ્યનો પ્રકાર પણ ભિન્ન ભિન્ન હોય છે, એમ ઇતિહાસાદિ ગ્રંથોમાં પણ પ્રસિદ્ધ છે. કોઇ એક પ્રત્યક્ષ વસ્તુની પેઠે કર્ત્તવ્યની વ્યાખ્યા ચોક્કસપણે નિર્દીષ્ટ થઇ શકતી નથી. નિત્યના સામાન્ય વ્યવહારોથી અનુભવાતા કાર્યકારણના સંબંધ વડેજ કર્ત્તવ્ય એ શબ્દની આપણે માત્ર કાંઇક કલ્પના કરી શકીએ છીએ. આપણી દૃષ્ટિ આગળ જે જે બનાવો બને છે તે જોવામાં આવતાંજ તે તે પ્રસંગે આપણું શું કર્ત્તવ્ય છે તેનો વિચાર આપોઆપજ આપણા મનમાં ઉપજી આવે છે. એનું કારણ તાત્કાલિક બુદ્ધિ હો અથવા પૂર્વનો અનુભવ હો, પરંતુ અમુક વાત જાણમાં આવતાં તુરતજ મન તે વિષે આપોઆપજ વિચાર કરવા મંડી પડે છે.

અમુક પ્રસંગ બની આવતાં તે સમયે કર્ત્તવ્યનો જે નિર્ણય

મન કરે છે તેવોજ પ્રસંગ અન્ય સમયે આવતાં તેથી ઉલટોજ નિર્ણય કેટલીકવાર તે કરે છે.

"આપણી સદસદ્વિવેક બુદ્ધિ અનુસાર કાર્ય કરવું" એવી સામાન્ય વ્યાખ્યા ઘણુંકો દર્શાવશે; પરંતુ એ વ્યાખ્યા દરેક પ્રસંગે અમલમાં આવતી હોય એમ નથી. ઉદાહરણ તરીકે એકાદ ક્રિશ્ચીયન પાસે ગોમાંસનો એકાદ કડકો હોય, અને તે કોઈ ક્ષુધાર્ત મનુષ્યને પણ આપે નહિ અને પોતે પણ ક્ષુધા પીડિત હોવા છતાં ખાય નહિ, તો તે પોતાનીજ દૃષ્ટિમાં પોતાને કર્ત્તવ્યભ્રષ્ટ થએલો દેખશે. પરંતુ જો તેજ પદાર્થ કોઈ હિંદુ પાસે હશે અને ક્ષુધાથી મૃત્યુ પામવાની તૈયારીમાં હશે તો તે પ્રસંગે પણ તે પદાર્થનું જો તે ભક્ષણ કરશે, અથવા તેવી સ્થિતિવાળા અન્ય કોઇ મનુષ્યને ભક્ષણ કરાવશે, તો હેને પોતાના મનથી એમજ લાગશે કે તે પોતે કર્ત્તવ્યભ્રષ્ટ થયો છે. હિંદુના હૃદયમાં ગાયની પૂજ્યતા સંબંધી ધાર્મિક ભાવના ન્હાનપણમાંથીજ કોતરાયલી એટલે હેના મનને એ કૃત્ય ઘોર પાપ તુલ્યજ ભાસે એમાં કાંઈ નવાઇ નથી. અઢારમા સૈકામાં હિંદુસ્થાનમાં "ઠગ" નામના ચોર લોકોનાં ટોળે ટોળાં વસતાં હતાં. મનુષ્યને મારી નાખવું અને ધન લૂટી લેવું એ હેમનો વ્યવસાય હતો. ખૂન કરવું એજ તેઓ કર્ત્તવ્ય માનતા અને જે વધારે ખૂન કરે તેને તે લોકો વધારે પુણ્યવાન સ્હમજતા. એકાદ સાધારણ મનુષ્ય રસ્તે ચાલતાં ચાલતાં કોઇના ઉપર ગોળીબાર કરી તેને મારી નાખે તો તે ખરેખર દુષ્કૃત્યજ લેખાય; પરંતુ તેજ મનુષ્ય એકાદ પલટણમાં નોકર હોય અને લડાઇમાં વીશ કે સો મનુષ્યને મારી નાખે તોપણ તે કૃત્યને તે મહાન્ પરાક્રમ માનીને ઘણોજ આનંદ પામશે, અને પોતાનું કર્ત્તવ્ય બરાબર બજાવ્યું છે એવું અભિમાન લેશે. આથી સ્પષ્ટ થાય છે કે કેવળ કૃત્યો ઉપરથીજ

અમુક કર્ત્તવ્ય છે અને અમુક અકર્ત્તવ્ય છે એમ નિશ્ચિતપણે કહી શકાતું નથી; પરંતુ તે છતાં પણ આ વિષે કાંઇ પણ ભાવ રૂપ વિવેચન કરવા જેવું છે. જે કૃત્યથી આપણું હૃદય શુદ્ધ થઇને ઇશ્વર તરફ દોરાય તે પુણ્ય કૃત્ય હોઈ આપણું કર્ત્તવ્ય છે; તેવીજ રીતે જે કૃત્યના યોગથી અંતઃકરણ મલીન અને દુષ્ટ થાય તે દુષ્કૃત્ય હોઈ ત્યાજ્ય છે, એમ સમજવું. પાપ પુણ્ય અથવા કર્માકર્મની આ ભાવ-રૂપ વ્યાખ્યા થઈ; પરંતુ તેના આધારપર પણ અમુક કૃત્ય કરવું અને અમુક ન કરવું એમ વિધિનિષેધાત્મક ચોક્કસ વચન કહી શકાય તેમ નથી; તોપણ સમસ્ત માનવ જાતિને, સર્વ રાષ્ટ્રોને સર્વત્ર અને સર્વ કાળમાં માન્ય થઇ શકે એવી એક વ્યાખ્યા છે ખરી. સંસ્કૃત સુભાષિતમાં એ વ્યાખ્યા ગુંથેલી છે, અને તે એ છે કે, **परोपकारः पुण्याय पापाय परपीडनम्** અર્થાત્ કોઈ પણ પ્રાણી ઉપર ઉપકાર કરવો એ પુણ્યનું કામ છે અને કોઇને પીડા આપવી એનું નામ પાપ છે.

ધર્મ શું અને અધર્મ શું એ સંબંધી ભગવદ્ગીતામાં વર્ણ ધર્માનુસાર વિવેચન કરેલું છે. વર્ણના આધારે પ્રત્યેકનો ગુણ ધર્મ અને મનોધર્મ કેવા પ્રકારનો હોવાનો સંભવ છે, હેનો સામાન્ય નિર્ણય થઈ શકે છે. અને તે ઉપરથી જે પરિસ્થિતી અને વર્ણમાં આપણો જન્મ થયો હોય, તે પરિસ્થિતી અને વર્ણને અભિમત ક્યા પ્રકારનાં કર્મો હોઈ શકે હેનો વિચાર કરી, પોતાને માટે કલ્યાણપ્રદ અને મનઃશુદ્ધિકર કર્મનો નિર્ણય થઈ શકે છે ખરો; પરંતુ "સર્વ દેશમાં અને સર્વ સમયમાં અમુક એક જ પ્રકારની સ્થિતી માટે પણ ભિન્ન ભિન્ન સમાજમાં પાપ પુણ્યની કલ્પના એક સરખી હોતી નથી" એ વસ્તુસ્થિતી લક્ષમાં ન આવવાથી એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રની નિંદા-દ્વેષ કરે છે. અમેરિકન રીતરીવાજ પ્રમાણે વર્તન

કરવું એ આપણું કર્ત્તવ્ય છે એમ અમેરિકન માને છે; અને તેવી જ રીતે એક હિંદુ પોતાના રીતરીવાજને દુનિયામાં સર્વોત્કૃષ્ટ માનીને તે પ્રમાણે ન વર્તી શકાય તો પોતાને પાપી માને છે. આવા પ્રકારની ભૂલ સામાન્ય મનુષ્યોથી થવી એ સાહજીક છે; તો પણ આવી ક્ષુલ્લક જેવી ભૂલથી પણ મહાન વિપરીત પરિણામ નિપજે છે. હું જ્યારે આ દેશમાં આવ્યો અને ચીકાગો પ્રદર્શનમાં ફરતો હતો તે વખતે એક માણસે મ્હારી પાછળથી આવી મ્હારો ફેંટો ફેંકી દીધો. મ્હેં પાછા ફરી જોયું તો તે માણસ સારા સ્વચ્છ પોષાકમાં અને ઘણોજ સભ્ય દેખાતો હતો. હું જ્યારે ત્હેની સાથે વાત કરવા લાગ્યો અને ત્હેને માલૂમ પડયું કે, ઈંગ્રેજી જાણું છું ત્યારે તે એકદમ ઘણો જ શરમીંદો થઈ ગયો. એક બીજા પ્રસંગે એજ પ્રદર્શનમાં બીજા એક માણસે મ્હને ધક્કો માર્યો. જ્યારે મ્હેં તેને તેમ કરવાનું કારણ પૂછ્યું ત્યારે તે ઘણો જ શરમાઈ ગયો અને આજીજી સાથે કહેવા લાગ્યો કે, “ ત્હમે આવો પોષાક કેમ પહેરો છો ? ” એક મનુષ્યનો બીજા મનુષ્યની પ્રત્યે ઉત્પન્ન થનારો ભાવ આ ગૃહસ્થોના મનથી જાણે કે, તેમનો ભાષા અને પોશાકની ફેશનમાં જ સમાયલો હતો. કેટલીક વખત આવાં જ ક્ષુલ્લક કારણોથી મ્હોટાં રાષ્ટ્રો ન્હાના રાષ્ટ્ર સાથે છળ કરે છે. પોતાના કરતાં ભિન્ન પ્રકારના રીતરિવાજ જોઇને માણસના અંતરમાંથી સહાનુભૂતીનો ઝરો જાણે કે સૂકાઈ જ જાય છે. પેલો સદ્‌ગૃહસ્થ જેણે માત્ર મ્હારો પોષાક જ જોઇને મ્હારા પ્રત્યે અસભ્ય વર્તન આદર્યું હતું, તે પોતાનાં બાળક, પોતાનો આપ્ત વર્ગ, પોતાનો દેશ ઇત્યાદિ પ્રત્યે ગમે તેટલો સદાચારી હશે; અને પોતાના અન્ય લૌકિક કર્ત્તવ્યો પણ તે બહુ સારી રીતે બજાવતો હશે; પરંતુ પોતાના પોષાક કરતાં ભિન્ન પ્રકારનો પોષાક દૃષ્ટિએ પડતાંજ તેની સર્વ સુયોગ્યતા ક્યાંય અદૃશ્ય થઈ ગઈ! આવી રીતે સર્વ દેશોમાં

વિદેશીય મનુષ્યોની હાંશી કરવામાં આવે છે. બીજા દેશમાં જવું થતાં ત્યાં કેવી રીતે વર્તવાથી પોતે સારો ગણાય તેનું જ્ઞાન ન હોવાને લીધેજ એવું બને છે; પરંતુ એ મનુષ્ય જ્યારે સ્વદેશ જાય છે ત્યારે એમ બનવાને પરિણામે તે દેશના લોકોને માટે તે અત્યંત ખરાબ અભિપ્રાય અને દ્વેષ તો સાથેજ લઈજ જાય છે. ખલાસીઓ, સિપાઈઓ અને વ્યાપારીઓ પરદેશમાં જવું થતાં કેટલી વિચિત્ર રીતે વર્તે છે તેની સર્વને ખબરજ હશે. જે બાબત કરવાનો વિચાર સરખો પણ તેમને પોતાના દેશમાં ન આવે તે બાબત પરદેશમાં જઈને તેઓ વિના સંકોચે કરે છે. યુરોપીયન અને અમેરિકન લોકોને ચીના લોકો "પરદેશી પીશાચ" કહે છે તેનું કારણ પણ બહુધા એજ હોવું જોઈએ.

એટલા માટે એક મુદ્દો ખાસ ધ્યાનમાં રાખવો જોઈએ કે બીજા માણસોના વર્તનની પરીક્ષા ત્હેમના રીત રીવાજ વગેરેનો વિચાર કરીને ત્હેમની દૃષ્ટિથી કરવી જોઇએ. આપણા રીતરીવાજની દૃષ્ટિથી જોઇને બીજાઓના રીત રીવાજ ઉપર કદિ પણ ટીકા કરવી જોઇએ નહિ. સઘળી સૃષ્ટિને પોતાનાજ મત મુજબ ચાલવાનો કોઈએ લેખ લખાવી આણ્યો નથી. સઘળી દુનિયા કાંઇ આપણાજ સુખને માટે નિર્માણ થઇ નથી, માટે સર્વની સાથે સહાનુભૂતિ રાખવી જોઇએ. **દેશકાળ ઇત્યાદિને અનુસરીને કર્ત્તવ્યના પ્રકારમાં ફેરફાર રહ્યા અને થયા કરે છે એ વાત ધ્યાનમાં રાખીને દરેક વિશિષ્ટ પ્રસંગે પોતાના મનને પવિત્ર અને યોગ્ય લાગે એવું વર્તન કરવું એજ આપણું કર્ત્તવ્ય છે.** જે પરિસ્થિતિમાં આપણો જન્મ થયો હોય તે સ્થિતિને અનુસરીને પણ આપણાં કેટલાંક સામાન્ય કર્ત્તવ્યો હોય છે, તે પૂર્ણ કરવાં એ જેમ આપણું પહેલું કર્ત્તવ્ય છે; તેમ જે સમાજમાં આપણે ન્હાનેથી મ્હોટા થયા, તે

સમાજની સ્થિતિને અને આપણા દરજ્જાને અનુરૂપ એવાં આપણાં જે જે કર્તવ્ય હોય તે બજાવવાં એ આપણું બીજું કર્તવ્ય છે. માનવ સ્વભાવમાં એક મ્હોટી ભૂલ હોય છે કે—દરેક મનુષ્ય પોતે પોતાને તપાસતો નથી અને એમજ સમજ્યા કરે છે કે હું તો રાજ્યાસને બેસવાનેજ યોગ્ય છું. આવી ભાવના રહ્યા કરવાથી આત્મપરિક્ષણનો માર્ગ તેને માટે બીલકુલ બંધ થઈ જાય છે. ધારો કે તે પોતે રાજ્યાસનને પાત્ર પણ હોય, પણ તે પહેલાં તેણે વર્તમાન પરિસ્થિતિથી પ્રાપ્ત થનારાં કર્તવ્યો ઉત્કૃષ્ટ રીતે બજાવીને પોતાની પાત્રતા સિદ્ધ કરવી જોઈએ. આપણે હલકા દરજ્જાપર હોઈએ એટલે કે આપણી યોગ્યતા આપણે માની હોય તેવા દરજ્જા પર આપણે ન હોઈએ તો તેમાં દોષ બીજા કોઈનો નહિ પણ આપણો પોતાનોજ હોય છે. એમાં મુખ્ય દોષ તો એજ હોય છે કે આપણે માટેની આપણી માન્યતા અને આપણી હાલની બાહ્ય પરિસ્થિતિની વચ્ચેના આંકડા પુરવા માટે કેટલોક વિચાર અને પુરૂષાર્થ કરવાની ખાસ જરૂર હોય છે. આપણી વર્તમાન શક્તિ અને બીજા સંયોગોનો પૂર્ણ સદુપયોગ કરીને આપણાં વર્તમાન કર્તવ્ય જેટલાં પણ સારામાં સારી રીતે બજાવવામાં આવે તેટલા એ આંકડા સત્વર પુરાય છે, અને કલ્પેલો દરજ્જો સત્વર પ્રાપ્ત થાય છે. જગતમાં જ્યારે આપણે આપણું વર્તમાન કર્તવ્ય ખરેખરી રીતે બજાવવા માંડીએ છીએ ત્યારે ચારે તરફથી આપણને જે ધક્કા મુકી ખમવી પડે છે તે ઉપરથી આપણી પોતાની ખરેખરી યોગ્યતા શી છે તે બાતની આપણને ખાત્રી થાય છે અને આપણી દૃષ્ટિમાં આપણે માટે મિથ્યાભિમાનની છારી બાઝેલી હોય છે તો તે આ ધક્કા મુક્કીથી નીકળી જાય છે.

એકાદ મનુષ્યમાં ઉચ્ચ સ્થિતિની પાત્રતા નહિ હોવા છતાં પણ જો તે ઉચ્ચ દરજ્જા પર મુકાઈ ગયો હોય તો તે દરજ્જા પર તે લાંબો વખત ટકી શકતો નથી. દરેક પ્રાણીને તેની પોતાની યોગ્યતાનુસાર યોગ્ય સ્થાને મૂકવો એ સૃષ્ટિનું મુખ્ય કાર્ય છે; કોઇ પણ માણસની ખરી યોગ્યતા કેવળ તેની વર્તમાન બાહ્ય દશા અથવા દરજ્જા ઉપરથી પરખી શકાતી નથી.

કોઇ માણસ કોઇના તાબામાં રહીને અથવા નીચલા દરજ્જાનો કામધંધો કરતો હોય તેટલા ઉપરથીજ તેની યોગ્યતા ઓછી આંકવી ઘટતી નથી. **કાર્ય કેવું પણ હોય, પરંતુ તે કેવા પ્રકારથી અને કેટલા ઉત્સાહ તથા કાળજીથી કરવામાં આવે છે તે ઉપરથીજ કર્તાની યોગ્યતાનો નિર્ણય થવો જોઇએ.**

કર્તવ્ય વિષેની આપણી કલ્પનામાં હજી પણ કેટલોક ફેરફાર કરવો જોઇએ. **અત્યંત નિરપેક્ષ બુદ્ધિની પ્રેરણા સિવાય કોઇ પણ મહાન કાર્ય સારી રીતે થઈ શકતું નથી.** અમુક કામ કર્તવ્યરૂપ હોઇને તે મ્હારે કરવુંજ જોઈએ, એમ સમજીનેજ કોઇ પણ કાર્યનો આરંભ કરવો જોઇએ. જેમ જેમ આવી સમજણપૂર્વક કર્તવ્ય કરાતાં જશે તેમ તેમ સ્વાર્થ બુદ્ધિનો ક્રમે ક્રમે આપણામાંથી નાશ થતો ચાલશે અને જ્યારે સ્વાર્થ બુદ્ધિનો સંપૂર્ણ નાશ થશે એટલે "પ્રત્યેક કર્મ એ ઇશ્વરનુંજ પ્રત્યક્ષ પૂજન છે" એમ આપણને સમજાવા લાગશે; અને તેમ થતાં પુરેપુરી નિષ્કામતાવાળાં કર્મ આપણા હાથે થવા લાગશે તથા ખરી અલિપ્તતા એટલે શું તેનો ખરો અર્થ આપણને સમજાશે. યોગના સર્વ માર્ગોનું ધ્યેય એજ છે કે—અનંતકાળથી આપણા સચ્ચિદાનંદમય મૂળ સ્વરૂપ ઉપર જે અજ્ઞાન અને સ્વાર્થનો પડદો પડેલો છે, તે પડદાને નહિ જેવો કરીને આપણા તે સત્ય સ્વરૂપને પૂર્ણપણે વ્યક્ત કરવું. સ્વસુખને માટે સ્વાર્થપરાયણ થઈ આપણે જે

જે કર્મો કરીએ છીએ, તેમાં આપણી શક્તિઓનો ઘણોજ ક્ષય થઈ જાય છે, અને અજ્ઞાનનો પડદો મજબુત થતો ચાલીને કર્મનાં બંધનો મજબુત થઇ જાય છે. તે અજ્ઞાનની જાળનો નાશ કરીને પાછલાં બંધનો તોડી નાખવાં એજ સર્વ યોગમાર્ગનું ધ્યેય છે, અને કર્ત્તવ્યયોગ—કર્મયોગનું પણ એજ ધ્યેય છે.

"આ આપણું કર્તવ્ય છે" એવું સારી રીતે સમજાયા પછી કોઇ પણ કાર્યનો આરંભ કર્યો, એટલે તે કાર્યની પૂર્તિને માટે—તે કાર્ય રૂડી રીતે પાર પાડવાને ખાતર કેટલાંક હલકા પ્રકારનાં સુખ સ્વાર્થની કલ્પનાઓને દૂર કરવી પડે છે. આ પ્રમાણે પ્રથમ નાનાં નાનાં સુખસ્વાર્થને છોડી આપણે તૈયાર થતા જઇએ છીએ તેમ તેમ આપણી કર્ત્તવ્ય ભાવના અધિક વિસ્તૃત થતી ચાલીને મોટા સુખસ્વાર્થની કલ્પનાઓ પણ ધીરે ધીરે વિરામ પામતી ચાલશે. જે મૂળ તત્ત્વોપર સમાજની હાલની રચના થએલી છે તે મૂળતત્ત્વો પણ આજ પ્રકારનાં છે. મનુષ્યો સમાજ અથવા ટોળામાં રહેવા લાગે છે એટલે તેને માટે આપોઆપજ કેટલાંક સામાજીક બંધનો ઉદ્દ્ભવે છે; અને તેથી કરીને તેનું ઉચ્છૃંખળપણું આપોઆપજ ઘટી જાય છે અને તેની જગાએ "બીજાઓને માટે મ્હારે કાંઇક કરવુંજ જોઇએ" એવી સમજણ તેનામાં આવતી ચાલીને છેવટે તેનું સ્વાર્થી સંકુચિતપણું છુટી જઇને વિશ્વવ્યાપક થવાની સંધિ તેને સમાજમાં પ્રાપ્ત થાય છે. કેવળ કર્તવ્યને ખાતરજ કર્મ કરવાનો માર્ગ કેવળ સુખકર અને અકંટક નથી હોતો, એ વાત પણ એવી રીતે કર્મ કરનારને સમજાતી ચાલે છે.

કોઈ મનુષ્યના પ્રત્યે આપણને બીલકુલ પ્રેમ ન હોય, અને ત્હેને માટે કર્ત્તવ્ય સમજીને કાંઇક કાર્ય કરવું પડે છે, તો આપણા મનની તે વખતે કેવી સ્થિતિ થાય છે, તે અનુભવથીજ સમજવા

જેવી છે. ગાડીના ચક્રમાં તેલ નહિ પૂરવાથી તે ચક્ર કર્ણકુટ સ્વર કહાડવા લાગે છે તેવીજ રીતે આપણું મન પણ એવા પ્રસંગોમાં હરઘડી આપણને બાંડયા કરે છે. કેવળ પ્રેમરૂપી તેલથીજ કર્મચક્ર સુખકર અને સરળ ચાલે છે. એ પ્રેમરૂપી તેલ ન હોય તો માબાપ પોતાનાં છોકરાં માટે, પુરૂષ પત્ની એક બીજાં પરસ્પર જે કર્ત્તવ્યો કરી રહ્યાં છે, તેની વ્યવસ્થા કેવી હોત ? પ્રેમનો અભાવ હોય એવા એકાદ કુટુંબના તમાશાથી શું તમે અજાણ્યા છો ? કેવળ પ્રેમથીજ આપણો કર્ત્તવ્ય માર્ગ સુખકર થાય છે અને એ પ્રેમનો પ્રવાહ જેટલા પ્રમાણમાં સ્વતંત્રપણે ચાલે છે તેટલા પ્રમાણમાં તે અધિક અધિક વિસ્તૃત અને ઉંડો થતો ચાલે છે. અહિંઆં સ્વતંત્રતા એટલે શું ત્હેનો વિચાર કરવો જોઇએ. ઇંદ્રિયજન્ય સુખો માટે ત્હેમના ગુલામ થઇને રહેવું, ક્રોધને વશ થવું અને વ્યવહારમાં નિત્ય ઉદ્દભવનારા હજારો વિકારોને તાબે થઇ રહેવું એજ શું સ્વાતંત્ર્ય છે? ખરેખર હલકી પાયરીના મનુષ્યો સ્વતંત્રતાનો એવોજ અર્થ સ્હમજે છે અને ઇંદ્રિયજન્ય સુખ મેળવવાના માર્ગમાં કાંઈ અંતરાય આવ્યો કે સ્વતંત્રતાનો નાશ થયો સ્હમજીને શોક કરે છે; પરંતુ વાસ્તવિક વિચાર કરતાં એ કાંઇ ખરી સ્વતંત્રતા નથી. આવા પ્રસંગોમાં સહનશીલતા દાખવવી એજ ખરૂં સ્વાતંત્ર્ય છે. બીજાઓને ખાતર પોતાના કામ-ક્રોધાદિ વેગો ઉપર જેની સંપૂર્ણ સત્તા ચાલે છે, તે પરતંત્ર નથી પણ સ્વતંત્ર છે, તે ગુલામ નથી પણ માલિક છે. પતિએ એકાદ કામ પોતાની મરજી મુજબ નહિ કરેલું જાણતાંજ પોતાની સ્વતંત્રતા ગએલી સમજીને સંતાપ કરનારી સ્ત્રી ખરેખરજ પોતાના મનોવિકારની પક્કી દાસી છે. તે સ્ત્રીને ખરી સ્વતંત્રતાનો અનુભવ સ્વપ્નમાં પણ દુર્લભ છે. પોતાની સ્ત્રીને હમેશાં દોષ દેનાર પુરૂષની સ્થિતિ પણ વાસ્તવિક રીતે એજ પ્રકારની છે.

પાતિવ્રત્ય અને એક પત્નીવ્રત એ સ્ત્રી પુરૂષોનો શ્રેષ્ટ સદ્‌ગુણ છે. ખરી પતિવ્રતા સ્ત્રીના પ્રેમનો પ્રભાવ એવો છે કે, પુરૂષ ગમે તેટલો બગડેલો હોય તો પણ હેની અમૃતતુલ્ય મધુરવાણીથી તે સન્માર્ગ વર્તી થયા વગર રહેજ નહિ. સ્ત્રીના શુદ્ધ અને ક્ષમાશીલ વર્તનથી જહેનું હૃદય યત્કિંચિત પણ દ્રવતું નથી, એવો પશુતુલ્ય મનુષ્ય જગતમાં ભાગ્યેજ હશે. ખરેખર, જગત્ અદ્યાપિ એટલું બધું બગડેલું નથી. પુરૂષજાત ભ્રષ્ટ અને પશુતુલ્ય થઇ છે, એમ આપણે સર્વત્ર સાંભળીએ છીએ; પરંતુ સ્ત્રીઓના સંબંધી વિચાર કરીશું તો શું તેઓ પણ એ આક્ષેપથી રહિત છે? સ્ત્રીઓ મ્હોડેથી બોલે છે, તેટલી જો ખરેખર તેઓ પવિત્ર હોત તો જગત્‌માં એક પણ ખરાબ પુરૂષ હોત નહિ, એવી મ્હારી પૂર્ણ ખાત્રી છે. જગત્‌માં એવો એક પણ દુર્ગુણ નથી કે જે પવિત્રતા અને શીયળથી જીતી ન શકાય? પોતાના પતિ સિવાય ઈતર સર્વ પુરૂષો તરફ પિતા બંધુ અને પુત્રની દૃષ્ટિથી જોવાવાળી સ્ત્રીના સંમુખ ગમે તેવા દુષ્ટ પુરૂષના વિચાર બદલાઇ જઇને તેને માતૃભાવથી જોવા માંડે છે. પુરૂષોએ પણ એજ પ્રમાણે સ્વપત્નીની સિવાય ઈતર સર્વ સ્ત્રીજાતિ પ્રત્યે કેવળ માતૃભાવથી અગર ભગિનીભાવથીજ જોવું જોઇએ; અને ધર્મોપદેશકે તો સર્વ **સ્ત્રીઓને માતા સમાન પૂજ્ય માનીને તદનુરૂપજ વર્તન પ્રત્યેક સ્ત્રી સાથે રાખવું જોઇએ.**

માતૃત્વ એ સર્વ જગતમાં અત્યંત શ્રેષ્ટ મનાય છે. દરેકને સ્વાર્થ અને એકલપેટાપણાનો ત્યાગ કરવાનું શીખવું હોય તે માતા પાસેથી શીખી શકાય છે. ઈશ્વરીપ્રેમ સિવાય બીજા કોઇનો પણ પ્રેમ માતૃ પ્રેમથી અધિક નથી. માતૃ પ્રેમની અપેક્ષાએ જગતમાંના બીજા બધાજ પ્રેમ ખરેખરા ઉતરતી કોટીના છે. પોતાની જાતના સુખ તરફ ન જોતાં પોતાનાં બાળકોના સુખ તરફ લક્ષ આપવું એ માતાનું આદ્યકર્ત્તવ્ય

છે. પોતાનાં બાળકોના સુખ તરફ લક્ષ ન આપતાં પોતાનાજ સુખમાં લક્ષ રાખનાર માબાપ પશુ કોટીનાંજ સમજવાં. પક્ષીઓનાં બચ્ચાંને પાંખ ફૂટીને જ્યારે તેઓ સ્વરક્ષણને યોગ્ય થાય છે, ત્યારે જેમ બચ્ચાં અને માબાપ એક બીજાની ઓળખાણ ભુલી જાય છે, તેજ પ્રમાણે મનુષ્યોનાં સંતાન પણ મોટાં અને કમાતાં થયાં એટલે માબાપોએ સ્વાર્થ ત્યાગનો શીખવેલો ધડો ભૂલી જઇને વૃદ્ધ માબાપો તરફ દુર્લક્ષ કરે તો તેમને પણ નીચજ સમજવાં. આ જગતમાં ઇશ્વરનો પ્રેમ પોતેજ સ્ત્રીનું રૂપ લઇને અવતર્યો છે એવું જે પુરૂષને લાગે છે, તે પુરૂષને ધન્ય છે ! એજ પ્રમાણે પરમેશ્વર પોતેજ પોતાના પતિરૂપે અવતરેલ છે, એવું જે સ્ત્રીને લાગે છે તે સ્ત્રીને પણ ધન્ય છે! અને જે સંતાનોનો એવો નિશ્ચય હોય કે પોતાનાં માતાપિતા પરમેશ્વર રૂપ છે, તેમને પણ ધન્ય છે !

**આત્મવિકાસનો ખરો માર્ગ મેળવવો હોય તેણે પ્રાપ્ત કર્ત્તવ્ય સારીરીતે અને નિશ્ચયપૂર્વક બજાવતાં શીખવું જોઈએ.** એમ કરવાથી આત્મશ્રદ્ધાનું અને નિશ્ચયનું બળ વૃદ્ધિ પામીને છેવટે સ્થિતપ્રજ્ઞની સ્થિતિ સહજે પ્રાપ્ત થાય છે. આ વિષે મહાભારતમાં એક કથા છે. એક યુવાન સંન્યાસી જંગલમાં ગયો, અને ત્યાં દીર્ઘ-કાળ પર્યંત ધ્યાન, પુજા અને તપ આદરીને લાંબા સમય સુધી યોગા-ભ્યાસ કર્યો. કેટલાંક વર્ષ તેમ કર્યાં પછી, એક દિવસ તે એક વૃક્ષની નીચે બેઠો હતો, એટલામાં વૃક્ષ ઉપરથી કેટલાંક સુકાં પાંદડાં ત્હેના મસ્તક ઉપર પડવાથી ત્હેણે વૃક્ષ ઉપર દૃષ્ટિ ફેંકી તો બે પક્ષીઓ વૃક્ષની ટોચ ઉપર લડતાં જોયાં. એ જોઇને તપસ્વીએ ત્હેમના તરફ અત્યંત ક્રોધભરી દૃષ્ટિ ફેંકી જેથી યોગના બળવડે ત્હેની દૃષ્ટિમાંથી અગ્નિ પ્રગટ થયો, અને બંને પક્ષીઓ બળીને ભસ્મ થઈ ગયાં. સંન્યા-સીને પોતાના તપનો આવો પ્રભાવ વધેલો જોઇને અત્યંત આનંદ

થયો. થોડા સમય પછી તપસ્વીજી ભીક્ષાને માટે શહેરમાં ગયા અને એક ગ્રહસ્થના દ્વાર આગળ "ભિક્ષાન્નદેહી" કહીને ઉભા રહ્યા. અંદરથી જવાબ મળ્યો કે, "મહારાજ થોડી વાર ઉભા રહો." તરૂણ સંન્યાસી એ ઉત્તર સાંભળીને મનમાં કહેવા લાગ્યો કે, "આ બાઇને મ્હારી શક્તિનો પ્રભાવ ખબર નથી." સંન્યાસી આ પ્રમાણે વિચારતા હતા એટલામાં અંદરથી પુનઃ અવાજ આવ્યો કે, "મહારાજ આટલો બધો ગર્વ ન કરો. અહિંઆં કાંઈ પેલા વનનાં પક્ષી નથી." આ સાંભળી સંન્યાસી ઘણોજ આશ્ચર્યચકિત થયો, અને લાંબા સમય સુધી ઉભા રહેવું પડયું. એટલામાં અંદરથી પેલી સ્ત્રી આવી કે તુર્તજ સંન્યાસીએ ત્હેના ચરણોમાં મસ્તક મૂક્યું અને વિનંતી કરી કે—"માજી તમે એ બધું કેવી રીતે જાણી લીધું ?" સ્ત્રીએ જવાબ આપ્યો, "બેટા, મ્હને તમારા યોગ બોગની ખબર નથી. હું તો માત્ર એક સાધારણ સંસારી સ્ત્રી છું. મ્હારે તમને એટલાજ સારૂ થોભવાનું કહેવું પડયું કે મ્હારા પતિ સ્હેજ બીમાર છે, તેમની સારવારમાં હું હતી. મ્હેં મ્હારૂં સઘળું જીવન કર્ત્તવ્ય બજાવવામાંજ વ્યતીત કર્યું છે. જ્યારે હું અવિવાહિતા હતી, ત્યારે માતાપિતા પ્રત્યેનાં કર્ત્તવ્યો બજાવતી હતી; અને હમણાં વિવાહિતા છું એટલે મ્હારા પતિ પ્રત્યેનાં કર્ત્તવ્યો બજાવું છું. એજ મ્હારો યોગ અને એજ મ્હારૂં તપ છે. એના પ્રતાપથી મને જે કાંઈ થોડું ઘણું બળ પ્રાપ્ત થયું છે ત્હેને લીધેજ તમારી હકીકત જાણી શકી અને તમારા ભલા માટે તે તમને મ્હેં કહી છે. તમારે આ વિષયમાં કાંઇ વિશેષ જાણવાની ઇચ્છા હોય તો અમુક શહેરમાં અમુક જગ્યાએ એક વ્યાધ (કસાઈ) રહે છે, ત્હેની પાસે જાવ, બજારમાં તેની દુકાન છે." સંન્યાસીને કસાઇનું નામ સાંભળીને ઘૃણા તો આવી; પરંતુ તે સ્ત્રી તરફથી ત્હેને જે અનુભવ અને ભલામણ મળી હતી ત્હેને લીધે ત્હેની જીજ્ઞાસાએ ત્હેને બેસવા દીધો નહિ. તે કસાઇને ગામ ગયો અને બજા-

રમાં ત્હેની દુકાન શોધી કહાડી. દુકાનપર એક શરીરે પુષ્ટ અને હાથમાં મ્હોટો છરો લઇ ત્હેનાથી માંસ કાપી ઘરાકોને આપતો કસાઈ બેઠેલો ત્હેને જણાયો. એને જોઇને સંન્યાસી વિચારવા લાગ્યો કે, "હે પ્રભુ ! શું આ યમ દૂત જેવા ખાટકી પાસેથી મ્હને જ્ઞાન મળશે ?" તે આવો વિચાર કરે છે એટલામાંજ પેલા કસાઇએ ત્હેના તરફ જોયું અને કહ્યું કે, "પેલી સ્ત્રીએ ત્હમને અહિંઆં મોકલ્યા છે ખરૂં ? હું ઘરાકોને પતવી રહું ત્યાં સુધી જરા બેસો." પોતાનું કામ પુરૂં થઇ ગયું એટલે કસાઇએ દુકાન બંધ કરી અને સંન્યાસીને લઇને પોતાને ઘેર ગયો. સ્વામીને આસન આપ્યા પછી કસાઇએ કહ્યું કે, "બેસો મહારાજ, હું આવું છું." કસાઈ અંદર ગયો અને પોતાનાં વૃદ્ધ માતાપિતાને નમસ્કાર, સ્નાન તથા ભોજન ઇત્યાદિ વડે દરેક રીતે સંતુષ્ટ કરીને સંન્યાસીની પાસે આવ્યો અને હાથ જોડી બોલ્યો, "મહારાજ, આપ અત્રે પધાર્યા એ મ્હારાપર મ્હોટો અનુગ્રહ કર્યો. હવે મ્હારે લાયક જે સેવા હોય તે ફરમાવો." સ્વામીએ જીવ અને આત્મા સંબંધી કેટલાક કઠિન પ્રશ્નો પુછયા; કસાઇએ એ પ્રશ્નોના જવાબમાં એક મ્હોટું વ્યાખ્યાન સંભળાવ્યું, જે મહાભારતમાં 'વ્યાધગીતા' ના નામથી પ્રસિદ્ધ હોઇને ત્હેમાં વેદાંતનું ઉતમ જ્ઞાન સમાયલું છે. કસાઇનું વ્યાખ્યાન સમાપ્ત થયું એટલે સ્વામી તો આશ્ચર્યચકિતજ થઇ ગયા અને કસાઇને કહેવા લાગ્યા કે, "ત્હમારા જેવા મહાન જ્ઞાની પુરૂષનો જન્મ કસાઇને ઘેર ક્યાંથી થયો હશે ?" કસાઇએ જવાબ આપ્યો, "બેટા, **કોઈ પણ કર્ત્તવ્ય ખરાબ નથી કે અપવિત્ર નથી.** પૂર્વ કર્માનુસાર મને એ સ્થિતિ પ્રાપ્ત થઈ છે. બાલ્યાવસ્થામાંથીજ હું આ ઉદ્યમ શીખ્યો છું, એમાં નફો કે ટોટો થાય તેનો હું હર્ષ શોક કરતો નથી, અને અલિપ્તપણે મ્હારૂં કર્ત્તવ્ય બજાવ્યો જાઉંછું. માતાપિતાની સેવા પણ અને તેટલી કાળજીથી બજાવ્યે જાઉંછું. નથી

મ્હને યોગની ખબર કે નથી ત્યાગની. મ્હને જે કાંઈ થોડું ઘણું જ્ઞાન પ્રાપ્ત થયું છે તે મ્હારાં કર્ત્તવ્ય હું અલિપ્તપણે, પરંતુ ઉત્તમ રીતે બજાવું છું તેને લીધેજ આ બધું થયું છે."

હિંદુસ્તાનમાં એક મહાન યોગી રહે છે ત્હેમના જેવી યોગ્યતાવાળો બીજો એક પણ મનુષ્ય મ્હારા આયુષ્યમાં મ્હેં જોયો નથી. તે યોગી વિલક્ષણ સ્વભાવનો છે. કોઈ કાંઈ પ્રશ્ન પુછે તો તેનો ઉત્તર તુરતા તુરત આપતા નથી. કોઇનો ગુરૂ થવાની યોગ્યતા પોતાનામાં નથી એમ ત્હેમને ભાસે છે; પરંતુ એકાદ પ્રશ્ન પુછીને કેટલાક દિવસ વાટ જોતા બેઠા તો એકાદ દિવસ વાતે વાતમાં ત્હમારા પ્રશ્નનો ઉત્તર એવી અદ્દભુત રીતે તેઓ આપી દેશે કે જાણે કોઇ અનનુભૂત જ્ઞાનની પ્રાપ્તિ આપણને થઇ છે, એમ આપણને લાગશે. કર્મનું મુખ્ય રહસ્ય શું, એવો પ્રશ્ન એક દિવસ મ્હેં તેમને પૂછ્યો. કેટલાક દિવસ પછી સ્વામીજી સહજ બોલી ઉઠ્યા કે, "સાધ્ય અને સાધનોએ મનમાં એકરૂપ થવું જોઇએ." આનો અર્થ એવો છે કે કાર્ય હાથ ધર્યા પછી સાધ્ય સિદ્ધ થતાં પર્યંતના વખતમાં સાધન અને સાધ્ય સિવાય મનમાં કોઇ પણ અન્ય વિષયનો વિચાર કરવો નહિ. પેલો કસાઇ અને બાઇની વાતનું પણ એજ રહસ્ય છે. પ્રાપ્ત કર્ત્તવ્ય ઉત્તમ રીતે પાર પાડવાં એજ પરમેશ્વરની પૂજા કરવાનો ઉત્તમ માર્ગ છે. પ્રત્યેક કર્મ ત્હેનું પૂજન અને આજ્ઞા પાલન છે, એવી ભાવના દૃઢ થઇ એટલે જ્ઞાન આપોઆપજ પ્રાપ્ત થશે. આપણી પ્રાપ્ત સ્થિતિ અને સંજોગો અનુસાર જે જે કર્ત્તવ્યો હોય તે નિષ્કામ મન વડે—અલિપ્તપણે પૂર્ણ પાર પાડયાં એટલે જ્ઞાનનો ઉદય થવા માંડશે, અને એ જ્ઞાન વડે મોક્ષ આપોઆપજ ખડો થઈ જશે.

જ્હેના હૃદયમાં ફળની ઇચ્છા છે તે મનુષ્યના હાથે કોઈ પણ

કાર્ય આનંદપૂર્વક થઇ શકતું નથી. જરા કાંઇ ઉતરતા દરજ્જાનું કામ કરવામાં આવ્યું અથવા કાંઈ અડચણ આવી કે એવા મનુષ્યોનું માથું ફરી જાય છે; જેથી જ્ઞાનના પરમ સાધનરૂપ અનુભવ મળવાની તકો બાજુપર રહી જાય છે. જે પુરૂષને ફલાપેક્ષા નથી તેના મનને સર્વ કર્ત્તવ્યો સરખીજ યોગ્યતાનાં લાગે છે, અને તેથી તે પુરૂષ પ્રચંડ ઉદ્યોગ કરતો હોવા છતાં પણ એકાદ એકાંત ગુફામાં રહેતો હોય તેવી શાંતિ તેના હૃદયમાં વાસ કરતી હોય છે અને તેથી કરીને ત્હેનાં પ્રત્યેક કર્મ તીક્ષ્ણ હથિયારરૂપ બની જાય છે. આ તીક્ષ્ણ હથિયારોવડે સ્વાર્થ અને ઇંદ્રિય લોલુપતાનો મૂળથી ઉચ્છેદ ત્હેના મનમાંથી થઇ જઇને તે મનુષ્ય મહા અનુભવી અને પરમ જ્ઞાની બની જાય છે. **यस्य सर्वे समारंभाः कामसंकल्प वर्जिताः। ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ।** પંડિતપણાની આવી વ્યાખ્યા કૃષ્ણ ભગવાને કહી છે. પોતાના જ્ઞાન બદલ અભિમાની રહેવું એ મનુષ્ય જાતીનો સામાન્યસ્વભાવ છે; જેથી ગમે તેવું કર્ત્તવ્ય પ્રાપ્ત થાય છે કે તે હલકા દરજ્જાનું છે એમ આપણને લાગે છે; પરંતુ કર્મની વહેંચણી યોગ્યતા પ્રમાણેજ થએલી છે, એ ત્રિકાલાબાધિત સિદ્ધાંતની આપણને ખબર હોતી નથી, અને હોય છે તોપણ મોટાઇના અભિમાન રૂપી અંધકારને લીધે એ સિદ્ધાંત યાદ રહેતો નથી. આમ થવાથી નિત્યના વ્યવહારિક કાર્યોમાં પણ હરિફાઈ ઉત્પન્ન થયા કરીને બુદ્ધિ અધિક ભ્રષ્ટ થતી ચાલીને રાગ, દ્વેષ ઇત્યાદિ દુર્ગુણોનાં દ્વાર ખુલાં થાય છે, અને તેમ. થતાંજ ક્ષમાદિ દૈવી ગુણોનો ઝરો સુકાતો ચાલે છે; માટે પ્રાપ્ત કર્ત્તવ્યો આનંદ અને કાળજીથી પાર પાડીને આપણે જ્ઞાનવાન થવું જોઇએ અને તેમ થતાં મોક્ષ આપોઆપજ દોડતો આવશે.

# કર્મયોગ—પ્રકરણ પાંચમું.

## પરોપકાર પોતાના કલ્યાણ માટેજ કરવાનો છે.

આપણી આધ્યાત્મિક ઉન્નતિમાં કર્મયોગ કેટલો સહાયક છે, ત્હેનો વિચાર કરવા પૂર્વે, 'કર્મ' એ એક શબ્દમાં અમો હિંદુઓ જે અનેક કલ્પનાઓનો અંતર્ભાવ કરીએ છીએ, તે પૈકીની એક કલ્પના હું ત્હમને પ્રથમ કહીશ. પ્રત્યેક ધર્મનાં મુખ્ય ત્રણ અંગ હોય છે. તત્ત્વજ્ઞાન, પુરાણ અથવા દંતકથા અને ત્રીજો આચાર. એમાં "તત્ત્વ વિચાર" એ સર્વથી મુખ્ય અંગ છે. "તત્વ વિચાર"માં જે જે તત્ત્વો સિદ્ધ થએલાં હોય તેનું આચારણ કેવી રીતે કરવું, તેનો બોધ દંતકથાઓ, જીવનચરિત્રો અને કાલ્પનિક સુંદર વાર્તાઓમાં પ્રત્યક્ષ થાય છે, અને આચાર એ અમૂર્ત તત્ત્વવિચારનું મૂર્ત-પ્રત્યક્ષ સ્વરૂપ છે. સામાન્ય બુદ્ધિનો મનુષ્ય પણ આચાર માર્ગે તત્ત્વ વિચારને સરળતાથી સમજી શકે છે.

કર્મ એ શબ્દમાં આવાજ પ્રકારના આચારનો અંતર્ભાવ થાય છે. પ્રત્યેક ધર્મમાં એવા પ્રકારના આચારની આવશ્યકતા છે. આપણી બુદ્ધિ વિચારથી તિવ્ર થતાં સુધી કેવળ ભાવરૂપ સિદ્ધાંતને સમજવાની શક્તિ તેનામાં હોઈ શકતી નથી. કોઈ પણ સિદ્ધાંત "અમે ઝટ સમજી લઇએ છીએ" એવું આપણને મિથ્યાભિમાનને લીધે ભાસે છે; પરંતુ જ્યારે પ્રત્યક્ષ પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારેજ અનુભવ થાય છે કે આધ્યાત્મિક જેવા ભાવરૂપ સિદ્ધાંત સ્હમજવામાં આપણી બુદ્ધિ કેટલી ચાલે છે.

એટલા માટેજ પ્રત્યેક ધર્મમાં વિશિષ્ટ ચિન્હો અથવા મૂર્તિઓ

કે આકારોનો ઉપયોગ કરવામાં આવે છે. એ ચિન્હોની સહાયવડે આપણો માર્ગ ઘણોજ સરળ થઈ જાય છે. સર્વ ધર્મમાં અને સર્વ કાળમાં આવા પ્રકારનાં વિશિષ્ટ ચિન્હોની યોજના કરવામાં આવેલી છે. વિશેષ તો શું પણ એવાં ચિન્હો સિવાય તત્ત્વ વિચાર મનમાં લાવવો પણ અશકય થઇ પડે છે. માત્ર પ્રત્યેક શબ્દજ નહિ પરંતુ દૃશ્ય જગતમાંનો પ્રત્યેક પદાર્થ પણ ચિન્હ રૂપજ છે. અદ્રશ્ય ચૈતન્ય રૂપ અધિષ્ઠાન ઉપરજ ( ભીંતરૂપ અધિષ્ઠાન–આધાર ઉપર જેમ ચિત્ર ચિત્રાય છે તેમ ) આ સર્વ દૃશ્ય સૃષ્ટિ રચાયલી હોવાથી તે અદૃશ્ય પરમાત્માનાજ દૃશ્ય ચિન્હ રૂપ છે. અસ્તિત્વમાં આવેલી ચિન્હ સૃષ્ટિ એ કેવળ મનુષ્ય કૃતજ છે, અથવા તો એકાદ ધર્મના સર્વ વિદ્વાનોએ એકત્ર થઈને એકમતિથી ઠરાવ કરીને અમુક ચિન્હો નિર્માણ કર્યાં છે, એવું નથી. અનેક સૃષ્ટ પદાર્થોની પેઠે એ ચિન્હોની ઉત્પત્તિ પણ આપોઆપજ થઈ છે. જો એમ ન હોય તો અમુક વિશિષ્ટ ચિન્હ જોઇને અનેક વ્યક્તિઓના ચિત્તમાં એકજ પ્રકારની કલ્પના આવવી જોઇએ નહિ, કેટલાંક ચિન્હોનો તો સર્વત્ર અને સર્વ સમયે એક સરખોજ ઉપયોગ થતો માલૂમ પડે છે. ખ્રિસ્તી ધર્મનો ઉદય થયો ત્યારથીજ ક્રોસનું ચિન્હ પ્રચારમાં આવેલું હોવાની તમારામાંના ઘણાકોની માન્યતા હશે; પરંતુ ખરી હકીકત તેમ નથી. ખ્રિસ્તી ધર્મના જન્મપૂર્વે, મોઝીઝના જન્મ પૂર્વે અને વેદ પણ પ્રચારમાં આવ્યા ન હતા તે પહેલાં પણ એ ચિન્હ અસ્તિત્વમાં હતું; એટલુંજ નહિ પણ મનુષ્ય કૃતીની કોઇ પણ પ્રકારની નોંધ નહતી તે પૂર્વે પણ એ ચિન્હ અસ્તિત્વમાં હતું. ફિનીશિયન અને ઍઝટેકસ લોકોમા પણ એ ચિન્હનો ઉપયોગ થતો હોવાનું જણાઈ ચુકયું છે. જગતની સર્વ પ્રજાઓમાં એ ક્રોસનું ચિન્હ થોડા ઘણા ફેરફારથી પ્રચલિત છે. એવીજ રીતે વર્તુલનું ચિન્હ પણ ઘણાજ પ્રાચીનકાળથી સર્વત્ર પ્રચારમાં હોવાનું માલૂમ પડે છે અને

卐 આવું સ્વસ્તિકનું ચિન્હ પણ સર્વ કાળથી અને સર્વત્ર માલૂમ પડે છે. બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો ત્યારથી સ્વસ્તિકનું ચિન્હ પ્રચારમાં આવ્યું એમ ઘણુકોના સ્હમજવામાં છે; પરંતુ બુદ્ધના જન્મ પહેલાં એ ચિન્હનો સર્વત્ર ઉપયોગ થતો હતો એમ શોધથી માલૂમ પડ્યું છે. જુના બાબિલોન અને મિસરદેશમાં પણ એ ચિન્હ અસ્તિત્વમાં હતું. એ ચિન્હને કોઈ એક વિશિષ્ટ વ્યક્તિએ વિશિષ્ટ કારણ પરત્વે પ્રચારમાં આણ્યું હોય એમ સિદ્ધ થતું નથી. જ્યારે એમ નથી ત્યારે માનુષી હૃદય અને એ ચિન્હો મધ્યે કાંઈ પણ અદૃશ્ય સંકેત હોવોજ જોઇએ. ભાષાનો પણ એવોજ પ્રકાર છે. અમૂક વિદ્વાન માણસોએ ભેગા થઈ અમુક અમુક પદાર્થનું અમુક નામ આપવું એવી રીતનો ઠરાવ કર્યો હોય, એવું કોઈ પણ રીતે માલૂમ પડતું નથી. ભાષાની રચના એ પ્રમાણે નીર્માણ થઇ નથી; પરંતુ ભાષાની ઉત્પત્તિ અને વૃદ્ધિ મનુષ્ય જાતીની ઉત્પત્તિ અને વૃદ્ધિની' સાથે સાથે આપો આપજ થઈ છે. શબ્દના સંબંધવિના કલ્પના અને કલ્પનાના સંબંધવિના શબ્દ હોઈ શકેજ નહિ. કલ્પના અને શબ્દનું અવિભક્તપણે સંમેલન થયેલું છે. એમાંથી કોઈ પણ વિભક્ત થઇ શકતું નથી. કલ્પના વ્યક્ત કરવા માટે એ પ્રકારનાં ચિન્હોનો ઉપયોગ કરવામાં આવે છે. એક ધ્વનિચિન્હ અને બીજું વર્ણચિન્હ. જન્મથીજ બહેરા અને મુંગા માણસોને ધ્વનિચિન્હોનો કાંઈ ઉપયોગ હોતો નથી. મનુષ્યના મનમાં જે જે વિચાર આવે છે ત્હેનું દૃશ્ય ચિત્ર તેના મનઃપટપર તુરતજ પડી જાય છે. આર્ય તત્ત્વજ્ઞાનીઓએ એ ચિત્રને નામ–રૂપ એવી સંજ્ઞા આપી છે. જેવી રીતે ભાષા એ કોઈ વિશિષ્ટ મનુષ્યોએ નિર્માણ કરી નથી તેવીજ રીતે ચિન્હોને પણ કોઈએ નિર્માણ કર્યાં નથી. ધર્મતત્ત્વોનો પ્રત્યક્ષ આચાર શરૂ થતાંજ વિશિષ્ટ ચિન્હો પણ આપો આપ પ્રચારમાં આવતાં ગયાં. ધર્મના

વિશિષ્ટ આચાર, દેવળો અને મસ્જીદો વિગેરે વિશિષ્ટ જગ્યાઓ નિર્માણ કરવાનું શું કારણ છે, એવા પ્રશ્ન સાંપ્રતકાળમાં અનેક લોકો અને ન્હાનાં બાળકો સુદ્ધાં કરે છે; તોપણ દેવળમાં જઈને મૂર્તિને નમસ્કાર અથવા પ્રાર્થના કરનાર લોકની વર્તણુકમાં, અને તેમ નહિ કરવાના અભિમાનવાળા લોકોની વર્તણુંકમાં, સુક્ષ્મ દૃષ્ટિથી જોતાં કેટલોક ફેરફાર અવશ્ય માલૂમ પડે છે. દેવળો અને પૂર્વોક્ત ચિન્હો સંબંધી માનવી હૃદયમાં જે વિશિષ્ટ ભાવના સંલગ્ન હોય છે, તે દેવળમાં જતાંની સાથે અથવા ચિન્હ—મૂર્તિનાં દર્શન થતાંની સાથેજ જાગૃત થઇને તેનું પરિણામ મનપર થાય છે, અને તેથી કરીને આવા પ્રકારનાં વિશિષ્ટ ચિન્હોનો ત્યાગ કરવો જેમ યોગ્ય નથી; તેમ વગર સમજ્યે માત્ર દેખાદેખીથી ઉપયોગ કરવો એ પણ બહુ ફળદાયક નથી- જો એનો વાસ્તવિક અર્થ સમજીને યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો એ પણ કર્મયોગનો એક રૂડો પ્રકાર બની રહે છે.

કર્મયોગ શાસ્ત્રમાં બીજા પણ અનેક મહત્વનાં અંગોનો સમાવેશ છે- વિચાર અને ઉચ્ચાર એ બંનેનો પરસ્પર સંબંધ શું છે, અને ઉચ્ચારનું એટલે કે વિચારના શબ્દ સ્વરૂપનું સામર્થ્ય પણ કેટલું છે, ત્હેનો નિશ્ચય કરવો, એ કર્મયોગનું એક અંગ છે. પ્રત્યેક ધર્મમાં શબ્દનું અતિશય મહત્વ માનેલું છે. એટલે સુધી કે "પ્રથમ શબ્દ હતો અને શબ્દમાંથીજ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ" એમ કેટલાક તત્વવેત્તાઓએ અનુમાન કરેલું છે. પરમેશ્વરના મનમાં ઉદ્ભૂત થયેલો વિચાર શબ્દના રૂપમાં બહાર પડતાંજ તેણે સૃષ્ટિનું રૂપ ધારણ કરી લીધું. પરમેશ્વરના મનમાં પ્રથમ વિચાર ઉદ્ભવ્યો; વિચારનું ઇચ્છામાં રૂપાંતર થયું; ઇચ્છાથી શબ્દ ઉત્પન્ન થયો, અને એ શબ્દે સૃષ્ટિનું રૂપ ધારણ કર્યું; એવી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ થયેલી હોવાનો કેટલાક તત્વવેત્તાઓનો મત છે.

બળદની બોચીપર વારંવાર ધુંસરૂં ઘસાવાથી તે જગા કઠિન બની જાઇને ત્યાં આવેલા જ્ઞાનતંતુઓ છેક જડ બની જાય છે તેવી રીતે આપણા જ્ઞાનતંતુઓ પણ ચાલુ વ્યવહારોના ઘર્ષણને લીધે જડ અને સંકુચિત બની જાય છે અને જેમ જેમ વૃદ્ધાવસ્થા વધતી જાય છે તેમ તેમ એ સ્થૂલપણું પણ વૃદ્ધિ પામતું જાય છે. તેજ પ્રમાણે સાંપ્રતકાળમાં જડવાદ અધિક મોહકરૂપમાં પ્રચલીત થવાથી, આપણી જ્ઞાન દૃષ્ટિપર એક જાતનું અધિક આવરણ બંધાઇ ગયું છે; અને તેથી આપણી સમક્ષ બનનારા સાધારણ બનાવોનું રહસ્ય પણ આપણે સમજી શકતા નથી. તથાપિ મનુષ્ય ગમે તેટલો જડ હોય તો પણ કેટલીકવાર એવા ચમત્કારિક પ્રસંગો બની આવે છે કે ત્હેની જીજ્ઞાસા જાગ્રત થયા વગર રહેતીજ નથી. એવે પ્રસંગે " આ બનાવ આવો કેવી રીતે બન્યો " એવા વિચાર મનપર વારંવાર આઘાત કરીને નિદ્રિત જીજ્ઞાસાને જાગ્રત કરે છે અને જીજ્ઞાસા જાગ્રત થવી એજ જ્ઞાનપ્રાપ્તિના માર્ગનું પ્રથમ ચિન્હ છે. શબ્દ અને સૃષ્ટિની ઉત્પત્તિ વિષેમાં જે વિવેચન કરવામાં આવ્યું છે, ત્હેમાંથી સાત્વિક વિચાર ક્ષણવાર બાજુ મૂકીએ તો, રોજના વ્યવહારમાં ચિન્હો વડે બજાવવામાં આવતી કામગીરી ઓછા મહત્વની છે એમ નથી. હમણાં હું ત્હમારી સાથે બોલું છું, ત્હમારાથી હું કેટલેક અંતરે ઉભો છું, તોપણ મ્હારા ભાષણથી હવામાં ઉત્પન્ન થનારા તરંગો ત્હમારા કાનમાં પ્રવેશ કરીને મન ઉપર કાંઇક પરિણામ ઉત્પન્ન કરે છે. એ પરિણામને અટકાવવાનું કાર્ય ત્હમારા હસ્તમાં નથી. ત્હમને યત્કિંચિત પણ સ્પર્શ ન કરતાં, ત્હમારા મન ઉપર હું આટલે છેટેથી ખળભળાટ ઉત્પન્ન કરી શકું છું, એ શું ચમત્કાર નથી !

એક મનુષ્ય બીજા મનુષ્યને મૂર્ખ કહે છે; એટલામાંજ બીજો મનુષ્ય ગુસ્સે થઇને ત્હેને તમાચો લગાવી દે છે એ શબ્દનું—ધ્વનિ

ચિન્હનુંજ પ્રત્યક્ષ સામર્થ્ય છે. એકાદ સ્ત્રી શોકગ્રસ્ત થઈને રૂદન કરે છે, એટલામાંજ એક બીજી સ્ત્રી આવીને ત્હેને મધુર વચનથી સંભળાવે છે કે તુર્તજ ત્હેનો શોક દૂર થઈ ક્ષણ પૂર્વેજ જે મ્લાન વદન હતું, તે બદલાઇ જાય ત્હેની જગ્યાએ મંદ હાસ્ય પ્રકાશી રહે છે. શબ્દનું કેવું સામર્થ્ય છે ત્હેનો અનુભવ આમ અનેક રીતે અનેકવાર આપણને મળી શકે છે. શું તત્ત્વવિચારમાં કે શું સામાન્ય વ્યવહારમાં, પરંતુ શબ્દનું–ધ્વનિ ચિન્હનું સામર્થ્ય એક સરખીજ રીતે જોવામાં આવે છે; છતાં કોઈ પણ જાતનો વિચાર કર્યા વગર એ સામર્થ્યનો આપણે રાત્રિ દિવસ ગમે તેમ ઉપયોગ કર્યા જઇએ છીએ, અને એ શક્તિ સંબંધી કોઇ પણ જાતનો વિશેષ વિચાર કે આશ્ચર્ય આપણને થતું નથી એજ નવાઇ ભરેલુ છે. એ સામર્થ્યનો ઉપયોગ બરાબર સમજીને ત્હેનો યોગ્ય ઉપયોગ કરવો, એ પણ કર્મયોગનું એક અંગ છે.

બીજાઓના ભલાને માટે કરાતાં કર્મોને પરોપકારનાં અથવા જનસેવાનાં કામો કહેવામાં આવે છે. પરોપકારનાં કાર્ય કરવામાં આપણે બીજાઓનેજ મદદ કરીએ છીએ એમ બાહ્ય દૃષ્ટિથી દેખાય છે, પણ ખરૂં જોતાં તો તેમ કરવામાં આપણે આપણું પોતાનું પણ ભલું કરીએ છીએ યાને બીજાઓનું ભલું કરીને આપણે આપણી જાતનેજ મદદ કરીએ છીએ. આપણે કેવળ લોકોને મદદ કરવા માટેજ કાર્યો કરવાં જોઇએ, અને એજ આપણું લક્ષ્ય હોવું જોઈએ; પરંતુ તત્ત્વ દૃષ્ટિથી વિચાર કરીશું તો માલૂમ પડશે કે આપણા વગર જગતનું જરા પણ અટકી પડે તેમ નથી. આપણો જન્મ થતાં પહેલાં પણ જગતનો વ્યવહાર ચાલ્યા કરતો હતો, અને આપણા જન્મ પછી પણ તે ચાલ્યાજ કરશે. એક ખ્રિસ્તિ ઉપદેશકનું ધાર્મિક પ્રવચન એક વખત મ્હારા વાંચવામાં આવ્યું ત્હેમાં લખ્યું હતું કે, " આ સૃષ્ટિ

ઘણીજ સારી છે, કારણ કે હેના પ્રતાપે અન્યને મદદ કરવાની તકો આપણને મળે છે." સ્થૂલ દૃષ્ટિથી તો આ સૂત્ર ઘણુંજ સુંદર લાગે છે, પણ વાસ્તવિક વિચાર કરીશું તો સૃષ્ટિકર્ત્તાની નિંદા કરવા જેવુંજ તે છે. જગત જાણે કે આપણી મદદની વાટજ જોઇ રહ્યું હોય એવો જે ધ્વની એ વાક્યમાંથી નિકળે છે તે જગતને અને પરંપરાએ ઇશ્વરને ઉતારી પાડનારોજ છે. જગત શું એટલું બધું પાંગળું છે કે મ્હમારી મદદ વગર તે અટકી બેસે? જગત્ અનંત પ્રકારના દુઃખોથી વ્યાપ્ત છે, અને દુઃખીઓનું સંકટ હરવાને માટે આપણે હેમને મદદ કરવી જોઇએ એ વાત ખરી છે; પરંતુ એવી મદદ કરવાને પરિણામે—એવા અનેક અનુભવો પછી આપણને સમજાય છેજ કે એથી કરીને વધારે ભલું તો આપણું પોતાનુંજ થાય છે. હું જ્યારે ન્હાનો હતો, ત્યારે મ્હારી પાસે કેટલાક સફેદ ઉંદરો હતા. એ ઉંદરોને એક ન્હાની પેટી જહેમાં બે ત્રણ ન્હાનાં ચક્રો ગોઠવેલાં હતાં હેમાં રાખવામાં આવતા હતા. એ ઉંદરો ચક્રો ઓળંગીને પેટીની પેલી બાજુપર જવા માટે તે ચક્રોપર ચ્હડતા કે તુર્તજ તે ચક્રો ગતિમાન થતાં, અને છેવટે ઉંદરો ચાલી ચાલીને થાકતા તોપણ તેઓ તો ત્યાંના ત્યાંજ રહી જતા. જેમ જેમ તેઓ વધારે ઉતાવળથી એ ચક્રો ઉપર પોતાના પગ ચલાવતા તેમ તેમ તે ચક્રો વધારે જોરથી ફરતાં, પણ છેવટે તો ઉંદર અને ચક્ર બંનેવ જ્યાંને ત્યાંજ રહેલાં જણાતાં. દુનિયા અને હેને મદદ કરવાની વાત પણ એના જેવીજ છે. આવાં કૃત્યોનો વાસ્તવિક ઉપયોગ અને પરિણામ એજ છે કે એથી કરીને તેવાં કાર્ય કરનારનું બળ વધે છે, સુધરે છે અને દૃઢ થાય છે. તત્ત્વ દૃષ્ટિથી જગત્નું સારૂં અથવા નઠારૂં એવું કાંઇ સ્વરૂપજ નિશ્ચિત નથી. જે જેવી દૃષ્ટિથી અવલોકન કરે છે, હેને તેવા સ્વરૂપમાં તે ભાસે છે, અને એવી રીતે પ્રત્યેક મનુષ્ય પોતપોતાનું નવીન જગત્ નિર્માણ કરે છે. જન્માંધ પુરૂષ જગત્ ઠંડુ

છે, ઉષ્ણ છે, કઠિન છે અથવા મૃદુ છે; એવા પ્રકારનો જગતના વિષયમાં અભિપ્રાય આપશે. કબીરજીને કોઇએ પૂછ્યું કે, "**ના જાનું તેરા રામ કૈસા હૈ ?**" ત્યારે તેમણે કહ્યું હતું કે, "**રામ જૈસેકુ તૈસા હૈ**" માત્ર એકાદ મનુષ્યના સંબંધમાંજ વિચાર કરીશું તો ત્હેનું નિશ્ચિત સ્વરૂપ અમુક છે એમ ઠરાવી શકાશે નહિ. એક કહેશે કે એ લુચ્ચો છે, બીજો કહેશે કે સારો છે, ત્રીજો કહેશે કે ઘણોજ પ્રેમાળ છે, તો ચોથો કહેશે કે દુષ્ટ છે. મતલબ કે તે વ્યક્તિ સંબંધી જહેને જેવો અનુભવ હશે તે ત્હેને તેવો સમજાશે. વસ્તુતઃ આપણે દરેક મનુષ્ય સુખ-દુઃખ ઉભયના મિશ્રણ રૂપ છીએ; આપણે એટલે કે સુખ-દુઃખને રહેવાનાં ઘરો. મ્હારા આ કથનનો અનુભવ આપણા આયુષ્યમાં હજારો વખત મળ્યો હશે. તરૂણ પુરૂષો આશાવાદી અને વૃદ્ધ પુરૂષો નિરાશાવાદી હોય છે, એ સામાન્ય નિયમ છે. યુવાન પુરૂષોને આયુષ્યનો મ્હોટો ભાગ શિલ્લક હોવાથી પોતાની ઇચ્છાઓ ભવિષ્યમાં તૃપ્ત થશે એમ આશા હોય છે; વૃદ્ધોનો ઘણો ખરો કાળ વહી ગયેલો હોવાથી અતૃપ્ત રહેલી આશાઓ તેમના હૃદયને બાળ્યા કરે છે; પરંતુ એ પ્રમાણે સમજવામાં વૃદ્ધ અને તરૂણ બંને ભૂલે છે. મનુષ્ય જે દૃષ્ટિથી વિચાર કરે છે તે દૃષ્ટિને લીધેજ તે પોતાને સુખી અથવા દુઃખી માને છે; પછી ભલે તે વૃદ્ધ હો કે યુવાન્ હો, કારણ કે "**સુખ વા દુઃખ વસ્તુગત નથી, પણ આત્માગત છે**" એ વાત નહિ જાણવાને લીધેજ "અમુક જીવન સુખનું છે" અને "અમુક જીવન દુઃખનું છે," એમ માની લઇને મનુષ્યો હસે છે વા રડે છે! ઉદાહરણ તરીકે,—અગ્નિ એ સ્વતઃ સુખમય પણ નથી તેમજ દુઃખમય પણ નથી. જ્યારે કડકડતી ટાઢ પડે છે, અને તાપવા બેશીએ છીએ ત્યારે કહીએ છીએ કે, "અહાહા, અગ્નિ કેવો સુખદાયક છે ?" પણ

એટલામાંજ કદાચ એકાદ તણખો ઉડીને દઝાડે છે તો એજ અગ્નિને દોષ દેવાને પણ આપણેજ તૈયાર થઈ જઇએ છીએ; પરંતુ વાસ્તવિક વિચાર કરીશું તો, અગ્નિએ એ પૈકી સુખ અથવા દુઃખ કાંઇ પણ આપણને આપ્યું નથી. ઉભય ભાવના આપણાજ હૃદયમાં હતી તે પ્રસંગ પ્રાપ્ત થવાથી જાગ્રત માત્ર થઇ. આપણે અગ્નિનો જે પ્રમાણે સદુપયોગ કે દુરૂપયોગ કરીએ તેજ પ્રમાણે તે તે સમયે તે આપણે માટે સુખદાયક અથવા દુઃખદાયક થઇ પડે છે, અને કશો ઉપયોગ ન કરતાં અલગ રહીએ તો એમાં તો એકે પ્રકારનો અનુભવ નથી થતો. જગત્ સંબંધી પણ એજ ખરો સિદ્ધાંત છે. જગત્ એ સ્વતઃ અત્યંત પૂર્ણાવસ્થામાં છે. પૂર્ણાવસ્થામાં છે, એટલે કે જે કાર્યને માટે જગતની ઉત્પત્તિ થઇ છે, તે કાર્ય પૂર્ણ કરવાનાં સાધનોથી તે ભરપુર છે; અને તેટલા માટે આપણે પ્રત્યેકે પૂર્ણ ખાત્રી રાખવી જોઇએ કે, આપણા સિવાય પણ જગતનો વ્યાપાર સારી પેઠે ચાલીજ શકશે; પરંતુ એ વાત સત્ય છે તેટલીજ આ વાત પણ સત્યજ છે કે કર્મ કર્યા વિના આપણે ક્ષણ પણ રહી શકીએ તેમજ નહિ હોવાથી આપણે કર્મ તો કરવાંજ પડવાનાં. વળી આપણને એક યા બીજા પદાર્થની કે સ્થિતિની પણ ભૂખ રહ્યાજ કરે છે, તો પછી કર્મ કરવાં તે આવી રીતે અને એવા પ્રકારનાંજ કરવાં જોઇએ કે જેથી કરીને આપણે પૂર્ણતાએ—કદી પણ ન ટળી શકે એવી અત્યાનંદમય પૂર્ણતાએ પહોંચી શકીએ. એ પ્રકાર અને એ રીત તે એજ છે કે આપણે એ પૂર્ણતા સિવાય બીજી કોઈ પણ કામના ન રાખતાં પૂર્ણ નિષ્કામભાવે અને જેથી કરીને બીજાઓને કાંઇ પણ સુખ પહોંચે એ પ્રકારનાંજ કર્મ કરવાં જોઇએ. અર્થાત્ આપણે **સદોદિત પરોપકાર કરવોજ જોઇએ, કારણ કે તેમ કરવું એ આપણા પોતાને માટે જરૂરનું, કલ્યાણપ્રદ અને સત્ય**

**ઉન્નતિ માટે એ એકલોજ સારામાં સારો ઉપાય આપણા હાથમાં છે.**

ઉપર કહ્યું તેવી સમજ આપણા અંતઃકરણમાં ઠસીને જ્યારે **પરોપકાર બુદ્ધિ સદા જાગ્રત રહ્યા કરે છે, ત્યારે તે બુદ્ધિ આપણામાં એક મહાન પ્રચંડ ચાલક શક્તિનું રૂપ ધારણ** કરે છે. વળી પરોપકારમાં ખરેખર આપણુંજ હિત થાય છે એ સિદ્ધાંત સમજાયા પછી કોઈ પણ દુઃખી યા ભીખારીને કાંઈ આપવાની ઇચ્છા ત્હમને થાય ત્યારે છાતી કાઢીને ઘણા અભિમાનની સાથે " લે અલ્યા ભીખારી " એમ ત્હમારે કહેવું કે માનવું જોઇએ નહિ; પરંતુ ત્હમારા અંતરમાં ઉપકારવૃત્તિને જાગ્રત કરવાનો એણે જે પ્રસંગ આપ્યો છે, ત્હેને માટે ત્હેનો **આભાર માનવાની લાગણીપૂર્વકજ જે કાંઇ દાન** આપવું હોય તે શાંતપણે આપવું જોઇએ.

આપણે સમજવું જોઇએ કે દાન લેનાર આપણો ઋણી થતો નથી પણ આપણને આપણા પદાર્થનો સદુપયોગ કરવાની તક તે આપતો હોવાથી આપણેજ તેના ઋણી બનીએ છીએ. ×

ઉપર લખ્યા મુજબની ઉમદા **સમજણપૂર્વક પરોપકારનાં કાર્ય કરવાથી કરનારને જે માનસિક ઉન્નતિ યાને મનોબળ પ્રાપ્ત થાય છે, તે દાન લેનારને પ્રાપ્ત થતી નથી.** વળી એવી રીતે કરાતાં પરોપકારનાં કૃત્યોથી કર્તાની અહંકારવૃત્તિનો

× હીંદમાં લાખો સાધુ બ્રાહ્મણો વગેરે દાન લઇને આળસુ બની રહેલા છે, તેમણે દાતાઓ પ્રત્યેના ઉપલા ઉપદેશથી ફુલાવાનું અને વધુ ભીખ માગવા મંડી પડવાનું નથી; પરંતુ ખરા દીન દુઃખી તેમજ ત્યાગીઓની સેવામાંજ વાપરવા યોગ્ય પદાર્થોને પોતાની પાછળ વપરાતા સમજીને લજવાવાનું છે અને એવા મહાપાપમાંથી છુટા થવાનું છે. મંત્રી. સ. સા.

નાશ થવા માંડે છે. અહંકારનો નાશ થવા માંડયો એટલે મનુષ્યની પૂર્ણત્વ તરફ ગતિ થવા માંડે છે; આટલા માટેજ જે કોઈ પ્રાણી આપણને આપણી ઉદારતાનો પ્રયોગ પોતાના શરીરપર કરવાની તકો આપે છે, ત્હેનો આપણે ઘણોજ આભાર માનવો જોઈએ. પ્રત્યેક પરોપકારનું કૃત્ય આપણી ક્ષુદ્રવૃત્તિનો નાશ કરવામાં મદદરૂપ થઇ પડે છે, અને આપણને પવિત્ર કરી પૂર્ણાવસ્થા તરફ લઇ જાય છે, અને તેથી કરીને પરોપકાર કરીને ફુલાઇ જવાનું અથવા બડાશ હાંકવાનું જરા પણ કારણ નથી.

ત્હમારી પાસે લાખો અને કરોડોનું ધન હશે તો પણ ત્હમે કરી કરીને શું કરી શકવાના હતા? બહુ તો ત્હમે એકાદ કૉલેજ, એકાદ બોર્ડીંગ હાઉસ કે હૉસ્પીટલ, અથવા તો ટાઉન હૉલ બંધાવશો કે પછી કોઈ ઑફીસરનું પૂતળું ઉભું કરશો કે પછી તેને મ્હોટી મીજબાની આપશો; પણ વિશ્વશક્તિની દૃષ્ટિમાં એવી લાંબી લચક વાદીની કીંમત કેટલી છે? 'बाडी बीचमे बंगला बनाया, रचा कमलका फूल।' એ વાત ખરી પણ પાંચજ મીનીટમાં એકાદ પ્રચંડ વાવાઝોડું આવે, અર્થાત વિશ્વમાંની એકાદજ પ્રચંડ શકિત જાગૃત થાય તો શું થાય? એકજ જ્વાલામુખી પ્રગટ થાય તો બસ એ ત્હમારી હૉસ્પીટલો, ત્હમારા ટાઉન હૉલ, ત્હમારાં પ્રચંડ શહેરો, ત્હમારા લાંબાલચ રસ્તા અને ત્હમારી હજારો ઈમારતો વગેરે સર્વને ભસ્મીભૂત કરી મુકે અને "दो घडीमे देखना भाइ आखर धूलकी धूल" માટે પરોપકારનાં કામ કરી અભિમાની બનવું, એના જેવી કોઇ પણ મૂર્ખતા નથી. આપણી મદદની વાટ જોઇને દુનિયા બેસી રહી નથી; પરંતુ પરોપકાર કરવાથી આપણી સ્વતઃનીજ ઉન્નતિ થાય છે એ વાત નિત્ય લક્ષમાં રાખી, સદા નિરાભિમાનપણે અને આભાર વૃત્તિ પૂર્વકજ તે બાબતમાં રત રહેવું જોઇએ. સ્વત્વને ભૂલી જઇને પૂર્ણત્વ

પ્રાપ્ત કરવાનો એજ માર્ગ છે. આપણી દૃષ્ટિએ પડતો પ્રત્યેક ભીખારી આપણી ઉપકાર બુદ્ધિને જાગ્રત કરી ઉલટો આપણુનેજ ઋણી બનાવે છે. મ્હારાથી જગતનું અમુક ભલું થયું અથવા મ્હારા વડેજ અમુક તમુકનું ભલું થયું એ વિચારોજ મૂર્ખપણાના છે; એથી કરીને અયોગ્ય અહંકારની વૃદ્ધિ થાય છે, અને જેથી મિથ્યાભિમાનની વૃદ્ધિ થાય તેવા પ્રત્યેક વિચારનું પરિણામ દુઃખજ હોય છે. એકાદ મનુષ્યને આપણે કાંઈ આપ્યું અને ત્હેના તરફથી કૃતજ્ઞતાદર્શક શબ્દોની કામના હોવા છતાં તે એક શબ્દ માત્ર પણ બોલ્યો નહિ એટલે આપણી અહંકાર વૃત્તિને તુરતજ એક મ્હોટો આઘાત પહોંચીને ક્ષણભર આપણે ઘણાજ દુઃખી થઇએ છીએ. આપણે જે કાંઈ કરીએ છીએ ત્હેનું કાંઇપણ લૌકિક પ્રતિફળ આપણને મળે એવી આશા રાખવી એજ ભૂલ છે. ત્હેણે ઉપકાર કરવાની તક પ્રાપ્ત કરાવી ત્હેનો આભાર માનવો એજ યોગ્ય છે. પરમેશ્વરના પૂજનનો આ એક અતિ ઉત્કૃષ્ટ માર્ગ છે. દાતૃત્વ બુદ્ધિરૂપી સૌભાગ્ય સર્વના નશીબમાં હોતું નથી. એવી બુદ્ધિ એ એક પ્રકારનો હક્ક છે. એવો હક્ક આપણને પ્રાપ્ત થયો અને તે અમલમાં આવ્યો તે બદલ આપણેજ કૃતજ્ઞ થવું જોઇએ. કોઈપણ જાતના "પ્રતિફલની અપેક્ષા ન કરવી" એટલી અલિપ્તતા જાગૃત થઇ એટલે નિરાશાનું દુઃખ થવાની ભીતિ દૂર થઇ સમજવી. આપણે કાંઇ કરીએ અથવા ન કરીએ તો પણ જગત સુખ દુઃખના અનુભવ લેતું લેતું અનંત કાળથી ચાલ્યું આવે છે તેમ ચાલ્યાજ કરશે.

એક ગામમાં એક ઘણોજ ગરીબ માણસ રહેતો હતો. ત્હેને પૈસા મેળવવાની ઘણીજ તીવ્ર ઇચ્છા હતી. એક વખતે ત્હેણે એવું સાંભળ્યું કે, જો ભૂત-પ્રેતને વશ કરવામાં આવે તો તે પૈસા અથવા જે કાંઇ જોઇએ તે તત્કાળ આણી આપે; જેથી ત્હેને ભૂતને

વશ કરવાની ઘણીજ તિવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ. કોઈ ભૂતને પ્રાપ્ત કરાવી આપે એવા મનુષ્યની શોધમાં તે માણસ નીકળી પડયો. શોધતાં શોધતાં એક મહાત્મા જેણે સિદ્ધિ પ્રાપ્ત કરેલી હતી તે મળી આવ્યા અને ત્હેમને મદદને માટે ઘણીજ પ્રાર્થના કરી કહ્યું કે, “ મહારાજ ! મ્હને એકાદ ભૂત વશ કરી આપો.” મહારાજે કહ્યું, “ બચ્ચા, ત્હારે ભૂતને વશ કરીને શું કરવું છે ? ” પેલાએ કહ્યું કે, “ મહારાજ, જે ઇચ્છા થાય તે પાર પાડવાની શક્તિ ભૂતની પાસે હોય છે, માટે મ્હારૂં કામ કરવા સારૂ એકાદ ભૂત પ્રાપ્ત કરાવી આપો.” મહાત્માએ કહ્યું કે, “ ગાંડા! એવો ખોટો નાદ મૂકી દે, નહિ તો દુઃખી થઈશ, માટે સ્વસ્થ થઇ ઘેર ચાલ્યો જા.” બીજે દિવસે પાછો તે માણસ મહારાજ પાસે આવ્યો અને ઘણું રડવા લાગ્યો અને પ્રાર્થના કરી કે, “ મહારાજ એક ભૂત તો મ્હને જરૂર આપો.” છેવટે મહારાજને કંટાળો આવ્યો અને કહ્યું કે, “ લે આ તાવીજ ત્હારી પાસે રાખજે અને આ મંત્રનો વારંવાર ઉચ્ચાર કરજે, એટલે એક ભૂત ત્હારી પાસે આવશે, અને તું જે કામ કરવા કહીશ તે તત્કાળ કરી આપશે; પણ યાદ રાખજે કે ભૂતની જાત ઘણી ખરાબ હોય છે. ત્હેને રાત્રી દિવસ કામ બતાવજે, અને જો કાંઇ કામ બતાવી શકીશ નહિ તો તે ત્હને જીવતો ખાઇ જશે.” પેલા માણસે કહ્યું કે, “ ઓહો ! એમાં શું, કામ તો મ્હારી પાસે ઘણુંએ છે ” એમ કહી મહારાજની રજા લીધી. પછી તે એક જંગલમાં ગયો, અને કેટલાક વખત સુધી પેલા મંત્રનો ઉચ્ચાર કરવાથી એક પ્રચંડ ભૂત ત્યાં આવીને ખડો થયો અને કહેવા લાગ્યો કે, “ મંત્રના બળથી હું ત્હારે વશ થયો છું, પરંતુ મ્હને હમેશાં કાંઇ પણ કામ બતાવવું પડશે, અને જો એક ક્ષણ માત્ર પણ કામ વગર રાખીશ તો, ત્હને જીવતોજ ખાઈ જઇશ.” પેલા મનુષ્યે કહ્યું કે, “ મ્હારે માટે એક રાજમહેલ બાંધી આપ.” ભૂતે કહ્યું

કે, "તૈયાર છે, જૂઓ પેલો મહેલ તૈયાર થઈ ગયો." પેલા ગરીબ માણસે કહ્યું કે, "ચાલ મ્હને પૈસા લાવી આપ." ભૂતે કહ્યું કે, "જો આ ત્હારા મ્હોઢા આગળ આવીને પડયા." ગરીબ માણસ બોલ્યો કે, "આ સઘળા ગાઢ જંગલને કાપી નાખીને ત્યાં એક મ્હોટું શહેર વસાવી દે" ભૂતે કહ્યું કે, "શહેર તૈયાર થઈ ગયું, હવે શું આજ્ઞા છે? ચાલ બતાવ." પેલો માણસ તો આ બધું જોઇને ગભરાવા લાગ્યો અને મનમાં વિચારવા લાગ્યો કે, "આને તો જે પણ કાર્ય બતાવીએ છીએ તે એક ક્ષણ માત્રમાં કરી નાખે છે, અને હવે એને બતાવવા જેવું એક પણ કાર્ય મ્હારા વિચારમાં નથી આવતું?" પેલો ભૂત કહેવા લાગ્યો, "મ્હને કાંઇ કામ બતાવ નહિ તો ત્હને ખાઇ ગયો જાણજે." ગરીબ માણસ તો ઘણોજ ગભરાવા લાગ્યો, અને ઘણોજ વિચાર કર્યો પણ કાંઈ પણ રસ્તો સૂજ્યો નહિ, છેવટે નાઠો અને ઘણીજ મુશ્કેલીથી પેલા મહંતની પાસે પહોંચી જઇને કહેવા લાગ્યો, "ઓ મહારાજ! બાપજી, મ્હને જીવનદાન આપો." મહંતે પૂછ્યું "અરે ભાઇ. શું છે?" પેલો મનુષ્ય બોલ્યો, "મહારાજ, પેલા ભૂતને હું જે કાંઈ કામ બતાવું છું તે એક ક્ષણ માત્રમાં કરી નાખે છે, અને હવે મ્હને એને આપવા સારૂ કાંઇ પણ કામ સૂજતું નથી; તેથી મ્હને તે ખાઇ જવાને તૈયાર થઇ રહ્યો છે." એટલામાંજ પેલો ભૂત ત્યાં આવી પહોંચ્યો અને પેલા મનુષ્યને કહેવા લાગ્યો, "ત્હને ખાઇ જાઉં છું." ભૂત એને એજ વખતે ખાઈ ગયો હોત, પણ પેલો બીચારો થરથર કંપવા લાગ્યો અને મહંતને પ્રાર્થના કરવા લાગ્યો કે, "ઓ મહારાજ, બાપજી, મ્હને બચાવો, મ્હને બચાવો, હું મરી ચાલ્યો." મહંતે કહ્યું, "ત્હને બચવાનો એક રસ્તો બતાવું છું. જો બહાર પેલું એક કૂતરૂં ઉભું છે, એ કૂતરાને પકડીને તેની પૂંછડીને સીધી કરી નાખવાનું આ ભૂતને કહે.' પેલા માણસે એજ

પ્રમાણે ભૂતને આજ્ઞા કરી. ભૂતે કુતરાની પુંછડી પકડી અને ઘણીજ સાવધતાથી ધીમે ધીમે સીધી કરી, પરંતુ જ્યાં ત્હેના પરથી હાથનો દાબ જરાક દૂર થયો ન થયો કે પાછી વાંકી ને વાંકીજ ! ફરી પાછી ઘણીજ મહેનતથી અને સાવધાનતાથી ત્હેને સીધી કરી; પણ હાથ ખસ્યો કે પૂછડી વાંકીને વાંકી ! એવી રીતે ઘણા પ્રયાસો કર્યા, પણ તે પૂછડું સીધું થયું નહિ. છેવટે ભૂત કંટાળ્યો અને કહેવા લાગ્યો કે, "મ્હારા જન્મભરમાં આવું કંટાળા ભરેલું કામ મ્હેં કર્યું નથી. હું એક પુરાણો બ્રહ્મરાક્ષસ છું, અને દરેક કાર્ય કરવામાં કુશળ છું, પણ આવું તો એક પણ કાર્ય મ્હારે કરવાનું આવ્યું નથી; માટે હવે હું ત્હારી સાથે મૈત્રી કરવાને તૈયાર છું. તું મ્હને મુક્ત કર અને હું ત્હને અત્યાર સુધી આપેલી સઘળી મિલ્કત બક્ષીસ આપું છું, અને હવે પછી ભવિષ્યમાં કોઈ પણ રીતે ત્હને નુકશાન કરીશ નહિ એવું વચન આપું છું." ભૂતની આ વાતથી પેલો મનુષ્ય ઘણોજ ખુશી થયો, અને ત્હેની પ્રાર્થનાનો અત્યંત આનંદપૂર્વક સ્વિકાર કર્યો.

આ જગત પણ કૂતરાની પૂછડી જેવું વાંકુ છે. અનેક મનુષ્યો હજારો વર્ષથી ત્હેને સીધું કરવાના પ્રયત્નો કરતા આવ્યા છે; પણ હાથમાંથી જરાક છુટયું કે પાછું વાંકું ને વાંકુંજ ! અને એ પ્રમાણેજ હમેશાં ચાલવાનું. માટે પ્રત્યેક મનુષ્યે અલિપ્તપણે કર્મ કરતાં શીખવું જોઇએ અને ધર્મઘેલા બનવું જોઇએ નહિ. જગતમાં ધર્મઘેલા-પણું હોત નહિ તો જગતની ઉન્નતિ ઘણી વધારે થઈ હોત. ધર્મ-ઘેલાપણાને લીધે—ધર્માંધતાને લીધે તો લોકોમાં ઉલટા રાગદ્વેષ અને ક્રોધાદિ અવગુણોની વૃદ્ધિ, મારા મારી અને કાપા કાપી થાય છે. આપણે જે કાંઈ કરીએ છીએ વા ઈચ્છીએ—મેળવીએ છીએ તેજ ઉત્તમ છે; આપણી પાસે છે તેવું જગતમાં કોઈની પાસે છેજ નહિ, અને બીજા મનુષ્યોની પાસે જે કાંઇ છે અથવા તેઓ જે જે કરે છે

તે સઘળું ખોટું છે, આમ માન્યા કરવાનું મનુષ્યને સ્વભાવિક વલણુ રહ્યા કરે છે; પરંતુ જ્યારે પણુ એવું ધર્મઘેલાપણું જાગે ત્યારે ત્યારે પેલી કૂતરાની વાંકી પુંછડીનું સ્મરણુ કરજો. જગતના નાદમાં લાગીને આપણે ધર્માંધ ન બનતાં અલિપ્તપણે કર્મ કરતા રહેવું એજ આપણું કર્ત્તવ્ય છે. **કિંચિત પણુ ધર્મઘેલાપણું આપણામાં હશે ત્યાં સુધી ખરાં સત્કાર્યો આપણા હાથે કદિ પણુ થનાર નથી.** જ્હેના ચિત્તમાંથી અહંકાર નષ્ટ થયેલો છે, જ્હેના હૃદયમાં શાંતીએ વાસ કર્યો છે અને ખરો પ્રેમ અને સહાનુભૂતિ જ્હેના હૃદયમાં ઉત્પન્ન થઈ છે, તેજ મનુષ્ય સત્કર્મ કરીને બીજાઓને ઉપયોગી થઈ પડે છે, અને તેજ મનુષ્ય પોતાનું કલ્યાણ પણુ સાધી શકે છે. સહાનુભૂતિનો ખરો અર્થ ધર્માંધ મનુષ્ય સ્હમજી શકતો નથી; અને તેથી જગતનાં દુઃખો હલકાં કરવાનું તેમજ પોતાનું કલ્યાણુ પણુ તેનાથી થઇ શકતું નથી.

હવે આજના વ્યાખ્યાનના અગત્યના મુદ્દા હું ટુંકાણમાં કહી સંભળાવીશ. જગત્ આપણું ઋણી નથી, પણુ આપણે જગત્‌ના ઋણી છીએ; અને જગતને સહાયતા કરવી એનું નામ આપણા પોતાનાજ કલ્યાણને માટે પ્રયત્ન કરવો એવું છે એ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. બીજો ધ્યાનમાં રાખવા જેવો મુદ્દો એ છે કે જગત ત્હમારી કે મ્હારી મદદની વાટ જોઇ બેસી રહ્યું નથી પણુ જગતમાં પરમેશ્વરનું અસ્તિત્વ હોઇ તેજ ત્હેનો નેતા અને શાશક છે; તે સર્વવ્યાપક, અજરામર, સર્વશક્તિમાન, સતતોદ્યોગી, સર્વજ્ઞ, વિશ્વંભર, અનાદ્યનંત અને ચરચ યાવત્ પ્રાણીમાત્રનો રક્ષક છે. જગત્‌માંના સર્વ વ્યક્ત અને અવ્યક્ત રૂપો ત્હેનાંજ હોઇને જ્યારે સમસ્ત જગત્ નિદ્રાવશ થાય છે ત્યારે પણુ તે તો જાગતોજ હોય છે. ત્રીજો મુદ્દો એ છે કે આપણે કોઇનો પણુ દ્વેષ કરવો નહિ. આ જગત

જેમ સારા અને નઠારાના મીશ્રણથી ચાલે છે તેમ અનંતકાળ સુધી ચાલ્યાજ કરવાનું; છતાં પણ આપણા સ્વભાવનો આપણી ઉન્નતિમાં ઉપયોગ કરી લેવા સારૂ ગરીબ ગરબાં તરફ દયાભાવ રાખી બનતી મદદ કરવી અને પાપીઓ ઉપર પણ પ્રીતિભાવ રાખવો એ આપણું કર્ત્તવ્ય છે. જગત એ નીતિમત્તાની મ્હોટી કસરતશાળા છે. કસરત કરવાથી જેમ મનુષ્ય શરીરે હૃષ્ટપુષ્ટ થાય છે, તેમ આ જગતરૂપી વ્યાયામશાળામાં કસરત કરીને મનુષ્યે મનને અધ્યાત્મ સામર્થ્યથી અધિકાધિક હૃષ્ટપુષ્ટ અને વિશુદ્ધ કરવાનું છે. ચોથું એ છે કે આપણે કોઈપણ કાર્યમાં ધર્મઘેલા—ધર્માન્ધ થવાનું નથી; કારણકે ધર્માંધપણું એ સર્વથા પ્રેમથી વિરૂદ્ધ છે. ધર્માંધ પુરૂષો ઘણી વખત એમ કહે છે કે, "અમે પાપીને ધિક્કારતા નથી પણ પાપને ધિક્કારીએ છીએ;" પરંતુ પાતક અને પાતકીમાં રહેલા ખરેખરા ભેદને જાણનારો જો કોઈપણ મનુષ્ય મ્હારી જાણમાં આવે તો દુનિયાના આ છેડેથી પેલા છેડા સુધી પગે ચાલીને ત્હેના દર્શનને માટે હું જવા તૈયાર છું. એવું વચન બોલવું ઘણું રહેલું છે, પણ પ્રત્યક્ષ અનુભવ થવો બહુજ દુષ્કર છે. જો પદાર્થનું સત્યસ્વરૂપ અને ત્હેના ગુણ ભેદને સમજવાની શક્તિ આપણામાં આવે તો તો બસ આપણે પૂર્ણ સ્થિતિએ પહોંચ્યા એમજ સમજવું. જેમ જેમ આપણે વધારે શાંત થતા જઈએ, અને આપણા જ્ઞાનતંતુઓનો ક્ષોભ ઓછો થતો જાય, તેમ તેમ આપણે અધિક પ્રેમાળ થતા જઈશું અને આપણાં કર્મો પણ પૂર્વે કરતાં વિશેષ ઉચ્ચ કોટીનાં અને નિષ્કામતા તથા નિર્લેપતાવાળાં થવા માંડશે.

# કર્મયોગ—પ્રકરણ છઠ્ઠું.

## અનાસક્તિ એજ અહંકાર નાશ.

જેવી રીતે આપણાં કર્મોનું પરિણામ ફળરૂપે આપણને મળે છે; તેવીજ રીતે આપણાં કર્મોનું પરિણામ બીજા પર અને બીજાના કર્મનું પરિણામ આપણા પર પણ થાય છે. ઘણી વખત આપણે જોઇએ છીએ કે, કોઇ મનુષ્યે એકવાર દુષ્કર્મ કર્યા પછી હેની બુદ્ધિ દિવસે દિવસે બગડતી ચાલીને તે અધિક દુષ્કર્મો કરતો જાય છે; અને તેવીજ રીતે શુભકર્મ કરવાથી બુદ્ધિ શુદ્ધ થઇને દિન પ્રતિદિન અધિકાધિક શુભકર્મો કરતો જાય છે. એ ઉપરથી સ્હમજાય છે કે કર્મનું પરિણામ કરનારના પોતાના ઉપર (ટેવ યાને સ્વભાવરૂપે) થાય છે. જડ પદાર્થોનું અવલોકન કરવાથી પણ એજ વાત સાબીત થાય છે. આપણે કોઈ એક કાર્ય કરતા હોઇએ છીએ ત્યારે આપણું મન યાને આપણા વિચાર તરંગો પણ તેજ કાર્યમાં મગ્ન હોય છે, અને તે લહરીઓનું પરિણામ આપણા જેવાં સજાતીય બીજાં મનોપર પણ અવસ્ય થઇને હેમનામાં પણ તેવાજ વિચાર તરંગોને જાગ્રત કરે છે. એક ઓરડામાં એકજ સ્વરનાં બે ત્રણ વાદિત્રો મુકીને હેમાંથી એકાદને વગાડવામાં આવે, તો હેમાં જે પ્રકારનો અવાજ ઉત્પન્ન થઇને હવામાં જેવા તરંગો ઉત્પન્ન કરે છે, તે તરંગો તેજ ઓરડામાંનાં બીજા વાદિત્રોપર અથડાઇને હેમાંથી પણ તેજ પ્રકારના સજાતિય તરંગો ઉત્પન્ન થાય છે. એજ પ્રમાણે મ્હારા મનમાં જે વિચાર તરંગો ઉત્પન્ન થાય છે, હેનું પરિણામ મ્હારા જેવાં અન્ય સજાતીય મનોપર થઇને હેમનામાં પણ તેવાજ વિચારો જાગ્રત થાય છે. એ વિચારતરંગોની અસર પ્રત્યેક મન

પર એક સરખા પ્રમાણમાં નહિ થતાં વધારે ઓછા પ્રમાણમાં થાય છે, તેનું કારણ તે તે મનુષ્યની માનસિક પરિસ્થિતિ ઈત્યાદિ હોય છે. બીજાં મનો ઉપર એ કારણને લીધે આપણી માનસિક લહરીઓનું પરિણામ ઓછું યા વધારે થાય છે પણ તે થવાનું તો ખરૂંજ. મ્હારા મનમાં એકાદ દુષ્ટકૃત્ય કરવાનો વિચાર ઉદ્દભવ્યો, એટલે વિશ્વમાં મ્હારા જેવી કોટીનાં જે જે મન હશે, તે સર્વ મનો ઉપર મ્હારા વિચાર તરંગોનું પરિણામ થવાનુંજ. તેવીજ રીતે શુભકર્મ કરવાની ઇચ્છાનો આઘાત પણ સમાન સ્થિતિવાળાં મનોપર પણ થવાનોજ. એ આઘાત ઓછો યા વધારે થવાનો અન્ય આધાર તે તે મનોની પોતાની સ્થિતિ ઉપર રહેલો છે, તેમ એ તરંગોને પ્રથમ ઉત્પન્ન કરનાર મનની સ્થિતિ ઉપર પણ તેનો મ્હોટો આધાર રહેલો છે. દુર્બળ મનથી ઉત્પન્ન થનારા વિચાર તરંગો દુર્બળ હોઇને તેનું પરિણામ પણ બહુ થોડુંજ હોય છે, તેજ પ્રમાણે જે મન પોતાની ચૈતન્ય શક્તિને ઓળખીને અત્યંત શક્તિમાન થયલું હોય છે, ત્હેમાંથી ઉદ્દભવનારા વિચાર તરંગો બળવાન હોઇને તેનું પરિણામ પણ વધારે ઉંડું અને વિશાળ હોય છે.

જેવી રીતે પ્રકાશનાં કિરણોને અમુક સ્થળે પહોંચવાને માટે લક્ષાવધિ વર્ષો વીતી જાય છે* તેવીજ રીતે વિચાર તરંગોને પણ તત્સદ્દશ સ્થિતિવાળું મન પ્રાપ્ત કરી ત્હેને વિષે પ્રતિતરંગ ઉત્પન્ન કરવામાં પણ સેંકડો વર્ષ વીતી જવાનો સંભવ છે; એથી આપણી આસપાસનું વાતાવરણ ઉત્તમ અને હલકા બન્ને પ્રકારના વિચાર તરંગોથી ભરપુર હોવાનું સંભવિત છે. પ્રત્યેક મસ્તિષ્કમાંથી ઉદ્દભવતો પ્રત્યેક વિચાર તરંગ આ પ્રમાણે લહરીઓ ઉપજાવતો ચોતરફ પ્રસરતો ચાલે છે અને અનુકુળ સ્થાન પ્રાપ્ત થતાંજ ત્યાં તે ભરાઈ બેસે છે; કેમકે

* આ અને એવા બીજા મહત્વનાં સિદ્ધાંતો સમજાવનારૂં પુસ્તક વિવિધ ગ્રંથમાળા દ્વારા થોડાજ વખતમાં નિકળનાર છે. મંત્રી. સ. સા.

જે મન જે સમયે જે સ્થિતિ ધરાવતું હોય છે તે મન તે સમયે તેવીજ સ્થિતિવાળા બહારના વિચાર તરંગોને તત્કાળજ ગ્રહણ કરી લે છે. જેમકે કોઈ મનુષ્ય દુષ્કાર્મ કરતો હોય તે વેળાએ ત્હેનું મન અમુક પ્રકારની હલકી દશામાં આવેલું હોવાથી તે સમયે તે પોતાને સદૃશ એવા જે દુષ્ટ વિચાર તરંગો વાતાવરણમાં હોય છે તે ગ્રહણ કરી લે છે અને એજ કારણને લીધે દુષ્ટ મનુષ્ય દિન પ્રતિદિન વધારે કુકર્મોમાં લપટાતો જાય છે; અને દુષ્કૃત્યો કરવાનું ત્હેના મનનું વલણ દિવસે દિવસે વૃદ્ધિ પામતું જાય છે. સત્કર્મ કરનારનું પણ એજ પ્રમાણે સમજવું. તે પણ વાતાવરણમાંના શુભ વિચારોને ગ્રહણ કરીને અને દિન પ્રતિદિન વધારે સત્કર્મો કરતો જાય છે.

ઉપલા વિવેચનથી સ્હમજાયુંજ હશે કે એક વાર દુષ્કર્મ કરવાથી એક તો આપણે આપણી આસપાસના દુષ્ટ તરંગોને આપણા મનમાં પ્રવેશ કરવાનાં દ્વાર ખુલ્લાં કરી દઇએ છીએ; અને બીજું એ કે આપણા મનમાંથી બહાર નીકળનારા દુષ્ટ તરંગો બીજાઓને અધિક દુષ્ટ કરવાના કારણભૂત થઇ પડે છે. આ બીજું પરિણામ આવવાને કદાચ કોઈ પ્રસંગે સેંકડો વર્ષ પણ વીતિ જવાનો સંભવ હોય છે; પણ તેવું પરિણામ કોઇને કોઇવાર થવાનું એ તો નિશ્ચિતજ છે. આ પ્રમાણે દુષ્ટ કૃત્ય કરવાથી આપણે પોતે દુઃખી થઇએ છીએ અને બીજાઓને પણ દુઃખના ખાડામાં નાખીએ છીએ. તેજ પ્રમાણે સત્કર્મો કરવાથી આપણે પોતાનું પણ ભલું કરીએ છીએ અને બીજાઓનું પણ ભલું થાય છે.

દરેક મનુષ્યની અંદર જે અનેક પ્રકારની શક્તિઓ–યોગ્યતાઓ પ્રકટ તેમજ અપ્રકટ અવસ્થામાં રહેલી હોય છે, તે ઉપર કહેલા ધોરણને અનુસરીને બીજાઓનાં શુભ કર્મોની બહારની મદદ મેળવીને જાગૃત

થાય છે તથા અધિક સામર્થ્યવાન થાય છે; અને બીજાઓનાં અશુભ કર્મની મદદથી નિર્બળ થાય છે.

આપણે જે કાંઈ કર્મ કરીએ છીએ હેનું ફળ મળ્યા વગર તે કર્મનો નાશ કોઇ પણ પ્રકારથી થઇ શકતો નથી, એવો કર્મયોગનો મુખ્ય સિદ્ધાંત છે. શુભ કર્મનું શુભ અને અશુભનું અશુભ ફળ આપ્યા સિવાય કર્મનો નાશ કરવાને સમર્થ હોય એવી એક પણ શક્તિ અદ્યાપિ સુધી આ બ્રહ્માંડમાં અસ્તિત્વ ધરાવતી નથી.

કર્મના સંબંધમાં બીજો પણ એક અત્યંત સૂક્ષ્મ અને મહત્વનો પ્રશ્ન વિચારવા જેવો છે. તે એ છે કે—આ જગતમાં કરાતા કોઇ પણ કર્મનાં શુભ અને અશુભ બંને પ્રકારનાં પરિણામ થાય છે; કેમકે આ જગતમાં કોઇ પણ શુભ કર્મ વા અશુભ કર્મ એવું નથી કે જે સર્વાંશે સારૂં હોય અથવા તો સર્વાંશે ખરાબ હોય. ગમે તેવા સારામાં સારા કાર્યમાં પણ કાંઈ પણ ખરાબ અંશ રહેલોજ હશે; અને ગમે તેવા નઠારા કાર્યમાં થોડો સરખો પણ શુભ અંશ રહેલોજ હશે. આ સિદ્ધાંતનું તાત્કાલિક અને પ્રત્યક્ષ ઉદાહરણ જોઇએ તો દાખલા તરીકે—હું હમણાં હમારી સામે બોલું છું તે શુભકર્મ કરૂં છું એમ હમારા પૈકી ઘણાને લાગતું હશે, પણ હેનીજ સાથે મ્હારા શ્વાસોચ્છ્વાસથી હવામાંના હજારો સૂક્ષ્મ જંતુઓ મરણ પામતા હશે, અને તેથી મ્હારા આ એકજ કર્મથી સારૂં અને ખરાબ એમ પરસ્પર વિરોધી પરિણામો એક સાથે થાય છે. કોઇપણ કૃત્યનું પ્રત્યક્ષ શુભ પરિણામ થતું હોય—જેમકે, આપણા ઓળખીતાઓનું ભલું થતું હોય, તો તે કર્મને આપણે સત્કર્મ કહીએ છીએ. મ્હારા ભાષણને હમે સત્કર્મ કહેશો, પણ મ્હારા શ્વાસોચ્છ્વાસથી મૃત્યુના મુખમાં જનારાં હજારો સુક્ષ્મ જંતુઓ શું કહેતાં હશે? હમે માત્ર હમારા પોતાના તરફજ દૃષ્ટિ રાખીને મ્હારા કાર્યને શુભ કહો છો

અને અનુભવો છો; પરંતુ સૂક્ષ્મ જંતુઓ અને ત્હેમના ઉપર મ્હારી કૃતિથી થતું પરિણામ ત્હમારા જોવામાં આવતું નથી.

એવીજ રીતે એકાદ દુષ્કૃત્યનું સૂક્ષ્મ અવલોકન કરીશું તો ત્હેમાંથી કાંઇને કાંઇ સારૂં પરિણામ પણ ઘડાતું માલૂમ પડશેજ. મતલબ કે સ્થૂલ દૃષ્ટિથી પુરેપુરા શુભ દેખાતા કર્મનું પણ થોડું ઘણું ખરાબ પરિણામ નીપજે છે; અને પુરેપુરા ખરાબ દેખાતા દુષ્કર્મનું પણ થોડું ઘણું શુભ પરિણામ નીપજે છેજ. જે મનુષ્યને પ્રત્યેક કર્મમાં રહેલા આવા મિશ્રણનું અવલોકન કરવાની અને સમજવાની સૂક્ષ્મ દૃષ્ટિ પ્રાપ્ત થઇ છે ત્હેણેજ કર્મયોગનું ખરૂં રહસ્ય જાણ્યું છે એમ સ્હમજવું.*

આ ઉપરથી સ્હમજવાનું એજ છે કે જો "બીજાઓનું જેથી હિત થાય તેજ શુભકર્મ અને અહિત થાય તે ખરાબ કર્મ" એજ નિયમથી મનુષ્યનાં કર્મોનું તોલ કરીએ તો કેવળ સુખોત્પાદક અથવા કેવળ દુઃખોત્પાદક એવું કોઇ પણ કર્મ આ જગતમાં હોવું કે બનવું શક્યજ નથી. કોઇ પણ જીવજંતુને દુઃખ દીધા વગર આપણે જાગવાની કે શ્વાસ લેવાની ક્રિયા પણ કરી શકતા નથી. અન્નનો એક કોળીઓ આપણે ભક્ષણ કરીએ તે પણ બીજાના મુખમાંથી કાઢી લઇનેજ ખાવા બરાબર છે. મતલબકે કોઇને કોઇ પ્રાણીના હિતને નુકશાન કરીને અને અનેક જીવોનો નાશ કરીનેજ આપણે આપણા જીવનું રક્ષણ કરી શકીએ છીએ. એ નુકશાન ખમનાર પ્રાણી ભલે મનુષ્ય હોય, પશુપક્ષી હોય અથવા તો અત્યંત સૂક્ષ્મ જંતુ હોય; તો પણ આપણાથી ત્હેમને દુઃખ તો પહોંચવાનુંજ અને પ્રસંગે તેઓના પ્રાણનો પણ નાશ થવાનો.

આટલા વિવેચન ઉપરથી સિદ્ધ થાય છે કે કેવળ કર્મોજ કર્યા

---

* कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्मयः । सबुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ श्री. भ. गी.

કરવાથી પૂર્ણતાએ પહોંચવું મનુષ્ય માટે શક્ય નથી. વિશ્વના અંત પર્યંત આપણે કર્મ કરતા રહીએ તોપણ એ પુણ્યપાપથી મિશ્ર એવાં કર્મોના ચક્રવ્યૂહમાંથી છુટવાનો માર્ગ નથી. ગમે તે પ્રકારનાં અને ગમે તેટલાં કર્મ કરવામાં આવે તોપણ ત્હેનાથી ઉત્પન્ન થતું સુખ અને દુઃખ એટલે અનુક્રમે પુણ્ય અથવા પાપ એની ઉત્પત્તિ થતી અટકાવવાનો માર્ગ મળે તેમ નથી.

ત્યારે હવે પ્રશ્ન ઉદ્ભવે છે કે—જો આમજ છે અને બીજા હાથપર કર્મ કર્યા વિના ક્ષણ માત્ર પણ ન રહી શકે એવો મનુષ્ય સ્વભાવ છે તો પછી કર્મોની આ ઘટમાળમાંથી જીવનો છુટકો ક્યારે અને કેવી રીતે થવાનો ? અને યુગોના યુગો સુધી એક સરખી રીતે કર્મજ કર્યા કરવાથી આપણને ફાયદો શું ? કેટલાકનું એમ કહેવું છે કે— એક વખત એવો પણ આવશે કે જ્યારે આ સઘળું જગત્ પૂર્ણત્વને પામી જશે, એટલે કે આ જગત્‌માં જે કાંઈ દુઃખ, દુષ્ટતા, રોગ, મૃત્યુ ઈત્યાદિ આધિવ્યાધિઓ દેખાય છે તે સઘળાનો નાશ થઈ સર્વ સૃષ્ટિ સુખ અને આનંદમયજ બની જશે. આવો ઉત્તર દેનારા સેંકડો લોકો પ્રત્યેક દેશમાં ત્હમને મળી આવશે અને એ કલ્પના સુખકર પણ લાગે છે. વળી આળસુ અને અજ્ઞાની લોકોને શુભકર્મ કરવાને માટે એ કલ્પના ઉત્તેજન આપીને દુઃખ પ્રસંગે આશ્વાસન ભૂત પણ થનારી છે; પરંતુ તે કલ્પનાની સત્યતા વિષે ક્ષણભર વિચાર કરીએ તો આપણને તે કેવળ અસત્ય અને અસંભવનીયજ માલૂમ પડે છે. એક ધાતુના કડકા ઉપર બન્ને બાજુ છાપ મારવાથી ત્હેને નાણાની સંજ્ઞા પ્રાપ્ત થાય છે અને તે છાપ એક બાજુથી પણ જો કાઢી નાખવામાં આવે તો તેનું નાણાપણું નષ્ટ થાય છે; તેવીજ રીતે જગતની ઉત્પત્તિ અને સ્થિતિ એ જો સુખ અને દુઃખરૂપી દ્વંદ્વનાજ અસ્તિત્વ ઉપર આધાર રાખતી હોય તો એ પૈકી એક

પણ નષ્ટ થતાં જગતનું અસ્તિત્વજ ક્યાંથી રહી શકે? જો આ જગતમાં કેવળ સુખોત્પાદક એવું એક પણ કર્મ બનવું શક્ય ન હોય તો પછી પૂર્ણત્વ એ શબ્દનો અર્થજ શું? પૂર્ણતાની કલ્પનાને માત્ર વંધ્યા-સુતની કહાણી બરાબરજ ગણવી પડે. આપણું સર્વ જીવન કેવળ બાહ્ય જગત સાથે યુદ્ધ કર્યા કરવાનું છે. પ્રત્યેક ક્ષણે આપણે બાહ્ય જગતમાં કોઇને કોઇ સાથે લડતાજ હોઇએ છીએ. એમાં આપણો જય થાય છે ત્યારે આપણી કલ્પના પ્રમાણે આપણને કંઈક સુખ થયા જેવું લાગે છે અને પરાભવ થતાં કાંતો દેહાંત થાય છે કે કાંતો નવી લડાઈ શરૂ થવાની? આપણા જીવનમાં અત્યંત આવશ્યક એવું અન્ન અને હવા પણ લઢાઇ કર્યા વગર આપણને પ્રાપ્ત થઈ શકતું નથી. અને એમાંનું એક પણ આપણને પ્રાપ્ત ન થાય તો આપણા આયુષ્યનો અંત આવવાનોજ. જીવન એ કોઇ પણ એક વસ્તુનું બનેલું નથી, પણ તે ત્રિગુણના મિશ્રણથી બનેલું છે. એક બાજુએ દેહમાં સમાયલી વસ્તુઓનો સમુચ્ચય અને બીજી બાજુએ બાહ્ય જગત એ બંનેના યુદ્ધને જીવન એવી સંજ્ઞા આપવામાં આવે છે. આથી સ્પષ્ટજ છે કે એ યુદ્ધનો અંત એજ જીવનની સમાપ્તિ.

ત્યારે શું સુખમય સ્થિતિ શક્યજ નથી? ના, એમ અમારૂં કહેવું નથી. જ્યારે ચાલુ જીવનક્રમનો અંત આવીને સુખ અને દુઃખ, પાપ અને પુણ્ય ઈત્યાદિ દ્વંદ્વો નહિ જેવાં થાય છે ત્યારે એ સુખમય સ્થિતિ પ્રાપ્ત થાય છે. આપણે પરોપકાર અર્થે જે કોઈ કાર્ય કરીએ છીએ તે વસ્તુતઃ આપણા પોતાનેજ કલ્યાણપ્રદ છે; એમ આપણે ઉપર સિદ્ધ કરી ગયા છીએ. જે જે કર્મો આપણે પરોપકારને માટે કરીએ છીએ, તે સઘળાનું સંકલિત પરિણામ આત્મશુદ્ધિ છે. પરોપકારની ઇચ્છા જેમ જેમ વૃદ્ધિંગત થતી જાય છે, તેમ તેમ આપણો અહંકાર ઘટતો ચાલે છે. પરહિતનું ચિંતન થવા માંડે છે તેટલા પ્રમા-

ણમાં સ્વસુખની લાલસા આપોઆપજ કમી થવા લાગે છે; અને તેમ થવા લાગ્યું એટલે આપણા અંતરમાં દૃઢ થઇ બેઠેલો દેહાધ્યાસ દેહોઽહં-એવું મિથ્યાભિમાન ઢીલું પડવા લાગે છે; અને આવી રીતે આપણા જીવનમાં શીખવા યોગ્ય સર્વથી મહત્વની બાબત "અહંકારની વિસ્મૃતિ" તે આપોઆપજ સિદ્ધ થતી ચાલે છે. જગતની સાથે યુદ્ધ કરીને હું જાતે સુખ પ્રાપ્ત કરીશ, એવી જે આપણી પ્રથમ ભાવના હોય છે તે મૂર્ખપણાની છે એમ કેટલોક અનુભવ થયા પછી આપણને પ્રત્યક્ષ સમજાય છે; અને સુખ એ બહારથી મળી શકે એવી વસ્તુ નથી; **સુખ આપણી પાસેજ છે; પરંતુ સ્વાર્થીપણું-અહંકાર-દેહાધ્યાસની વિસ્મૃતિ થયા સિવાય ત્હેની પ્રાપ્તિ થઇ શકતી નથી;** એવું જ્ઞાન આપણને થાય છે. પરોપકારાર્થે કરેલાં પ્રત્યેક કર્મ, સહાનુભૂતીના વિચારો અને હરેક પ્રકારનાં સત્કર્મ આપણી અંદર રહેલા અહંકારને નષ્ટ કરવામાં કારણભૂત થાય છે, અને અહંકાર જેમ જેમ કમી થતો જાય છે તેમ તેમ આપણા દેહાધ્યાસનું ક્ષુદ્રત્વ અધિક સ્પષ્ટ રીતે આપણને દેખાતું ચાલે છે. પરોપકારનો એજ ખરેખરો લાભ છે. જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણેએ નિર્દિષ્ટ કરેલા ભિન્ન ભિન્ન માર્ગોનો એકત્ર થવાનું આ એકજ મધ્યબિંદુ છે.

અહંકારની સંપૂર્ણપણે વિસ્મૃતિ થઇ એટલે "હું" નષ્ટ થઇને ત્હેની જગ્યાએ "તું" પણું આવે છે. સર્વ પ્રકારના દ્વંદ્વ નષ્ટ થયા, દૃશ્ય જગત નહિ જેવું થયું અને છેવટે જે કાંઈ અવશેષ રહ્યું તે "હું" નહિ પણ "તું" રહ્યું. કર્મયોગના આચરણનું છેવટે એજ પર્યવસાન થવાનું. કર્મયોગનું આચરણ ત્હમે સમજીને કરો અથવા સમજ્યા વગર કરો, પણ જો તે આચરણ કર્મયોગના તત્ત્વને અનુસરીને થાય છે તો ત્હેનું નિશ્ચિત પરિણામ એજ આવવાનું. એવી રીતે નિરાકાર પરમતત્ત્વથી ઐક્ય થવું એજ સર્વ યોગનું સાધ્ય છે. ઉદ્દે

પોષણ અથવા અન્ય સ્વાર્થ સાધવા માટેજ ધર્મોપદેશનો ધંધો કરનારને માટે નિરાકાર પરમેશ્વર અને ત્હેની સાથે એકતા એ કલ્પનાજ ભયંકર છે. " પરમેશ્વર સાકાર છે અને ભક્ત તેથીજ ભિન્નજ રહેવાનો " એવોજ ત્હેનો ઉપદેશ હોય છે. આપણે કહીશું ત્હેનો ખરો અર્થજ તે સ્હમજશે યા સ્વીકારશે નહિ. એમ કરવું એજ ત્હેના લાભનું ત્હેને લાગે છે. ત્હેની નીતિ વિષયક કલ્પના ગમે તેટલી ઉત્તમ હોય તો પણ અહંકારનું વિસ્મરણ કે જે સર્વ નીતિ સિદ્ધાં-તોનો ઉદ્દેશ-પાયો છે, તે ઉદ્દેશને તે કદી પણ સાધ્ય કરી શકનાર નથી. એ અહંકાર-દેહાધ્યાસને સંપૂર્ણ વિસર્યા સિવાય ખરી ભક્તિ બનવી-ખરો પ્રેમ ઉપજવો એ શક્યજ નથી. પછી તે પ્રેમ મનુષ્ય વિષયક હો, પશુપક્ષી વિષયક હો, દેવદૂત વિષયક હો અથવા આત્મા વિષયક હો. સર્વ નીતિ સિદ્ધાંતોના આંતરમાં પણ એજ તત્ત્વ ઓત-પ્રોત થએલું આપણને માલૂમ પડશે.

આ જગતમાં અનેક પ્રકારનાં મનુષ્યો જોવામાં આવે છે. કેટલાક મહાન દૈવી પુરૂષો હોય છે, જેઓ સંપૂર્ણ ત્યાગી-સંન્યાસી હોય છે; અને સમસ્ત જીવન પર્યંત પારકાનું ભલું કરવું એજ ત્હેમનો સ્વભાવ અને જીવનક્રમ હોય છે. કોઈનું કલ્યાણ કરવામાં પ્રાણનો નાશ થતો હોય તો પણ તે પાછા પડતા નથી. સર્વ મનુષ્યોમાં આવા પુરૂષો અતિ ઉચ્ચકોટીના છે. કોઈ દેશમાં એવા ઉચ્ચકોટીના એકસો મનુષ્ય હોય તો પછી તે દેશને અવનતીમાં રહેવું-પડવું પડતું નથી; પરંતુ મનુષ્ય જાતીના બલવત્તર દુર્દૈવને લીધે એવા મનુષ્યો જગતમાં ઘણાજ ઓછા મળી આવે છે. હવે બીજી પ્રતિના મનુષ્યો એવા હોય છે કે જેઓ પોતાને કોઈ પણ જાતની હાની ન પહોંચતાં પરિણામે દ્રવ્ય વા કીર્તિનો લાભ થતો હોય ત્યાં સુધીજ પરો-પકાર કરી શકે છે. ત્રીજા પ્રકારના લોક એવા હોય છે કે જેઓ પોતાના જ

સુખની ખાતર જીવે છે અને કર્મ કરે છે અને પ્રસંગ આવતાં બીજાને હાની કરીને પણ પોતાના સુખમાં ખામી આવે નહિ તેની કાળજી રાખે છે. વળી એક ચોથો વર્ગ પણ એક *સંસ્કૃત કવિએ શોધી કહાડ્યો છે; પરંતુ તે વર્ગને નામ શું આપવું ત્હેની કલ્પના કવિને મળી આવી નહિ. તે લોકો કેવળ શોખની ખાતરજ બીજાઓને પીડા કરે છે. લોકોને ત્રાસ આપવો એજ તેઓ પોતાના જીવનની ઇતિ કર્ત્તવ્યતા સ્હમજે છે. પૃથ્વીમાં જેમ પરસ્પર વિરૂદ્ધ એવા બે ધ્રુવ છે, તેમ માનવ સમાજમાં પણ બે ધ્રુવ છે. પોતાના જીવનની પરવા ન કરતાં પારકાનુંજ ભલું કરવું એ એક ધ્રુવ, અને પોતાના જીવનની દરકાર ન કરતાં બીજાનું અનિષ્ટ કરવું એ બીજો ધ્રુવ. પારકાનું ભલું કરવું એ જેમ પહેલાનો સ્વભાવ છે તેમ અન્યનું અનિષ્ટ કરવું એ બીજાનો સ્વભાવ હોય છે.

"પ્રવૃત્તિ" અને "નિવૃત્તિ" એવા બે શબ્દો સંસ્કૃત ભાષામાં છે. "પ્રવૃત્તિ" એટલે અંદર ખેંચવું અને "નિવૃત્તિ" એટલે બહાર કાઢવું. અંદર ખેંચવું એટલે સદોદિત "હું" અને "મ્હારૂં" એનોજ વિચાર કરવો. જે જે કારણોથી "હું" અને "મ્હારૂં" એ વિચારને પુષ્ટિ મળે છે તે સર્વ કારણો પ્રવૃત્તિનાં છે. એની અંદર દ્રવ્ય, સામર્થ્ય અને કીર્તિ ઇત્યાદિકનો અંતર્ભાવ થાય છે. જ્યારે મનુષ્ય પ્રવૃત્તિમય થાય છે ત્યારે જગતની સઘળી સંપત્તિ, સત્તા અને કીર્તિ એ સઘળું એક માત્ર "હું"—મ્હારામાંજ આવી જાય એમ ઇચ્છે છે. જગતની

* एके सत्पुरुषाः परार्थ घटकाः स्वार्थं परित्यज्य ये;
[illegible] परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये;
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥
भर्तृहरि.

સર્વ સંપત્તિ ઇત્યાદિનું કેંદ્રસ્થાન માત્ર "હું"જ છું એનું નામજ પ્રવૃત્તિ જગતમાં સામાન્ય મનુષ્યોની બુદ્ધિ પ્રવૃત્તિ તરફજ વળેલી રહે છે. એ તરફથી બુદ્ધિ ઓછી થવા લાગે છે એટલે નિવૃત્તિનો ઉદય થવા માંડે છે, અને હેનો ઉદય થવા લાગતાંજ નીતિ અને ધર્મનો ઉદય અંતઃકરણમાં થવા માંડે છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બન્ને કર્મોનું પરિણામ છે. સહેતુક કર્મોનું પરિણામ પ્રવૃત્તિ અને અહેતુક એટલે કે નિષ્કામ–સ્વાભાવિક કર્મોનું પરિણામ નિવૃત્તિ. જગતના સર્વ ધર્મો અને નીતિશાસ્ત્રનો પાયો નિવૃત્તિજ છે. 'મ્હારૂં' અને 'હું' એ શબ્દની વિસ્મૃતિ થવી, અને પારકાને માટે જીવન અર્પણ કરી દેવું, એ નિવૃત્તિની પરિપકવ દશા છે. આપણા અંતરમાં એવી યોગ્યતા આવી એટલે કર્મયોગની છેવટની દશાએ આપણે પહોંચ્યા. સર્વ શુભ કર્મોનું એજ ઉત્તમ ફળ છે. કોઈ મનુષ્યે તત્ત્વ વિષયના એક પણ ગ્રંથનો અભ્યાસ કર્યો ન હોય, ઇશ્વિર પ્રત્યે બીલકુલ શ્રદ્ધા ન હોય, અને આખા જીવન પર્યંત પ્રાર્થનાનો એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હોય; તથાપિ શુભ કર્મ કરવાથી હેની બુદ્ધિ નિવૃત્તિપરાયણ થઇ હોય, તો તે કર્મયોગી પુરૂષ, એક અત્યંત ધાર્મિક મનુષ્ય ભક્તિ વડે જે પદને પ્રાપ્ત કરે છે અથવા કોઇ મ્હોટો તત્ત્વવેત્તા જ્ઞાનવડે જે સ્થાનને પામે છે તે પરમપદને પ્રાપ્ત કરે છે; એથી ત્હમારા લક્ષ્યમાં આવશે કે જ્ઞાની, કર્મયોગી અને ભક્ત એ સર્વ છેવટે એકજ સ્થાનને પામે છે. જ્યાં "હું" અને "મ્હારૂં" એ શબ્દની વિસ્મૃતિ થાય છે તેજ એ સ્થાન છે. એનું નામજ સંન્યસ્તવૃત્તિ, એવો મનુષ્ય ગમે તે દેશનો, ધર્મનો, પંથનો, અથવા તત્ત્વ વિચારનો હોય પરંતુ તેને માટે સર્વ કોઇના મનમાં અત્યંત આદરવૃત્તિ ઉત્પન્ન થયા વગર રહેતી નથી. એવાને માટે દેશ, પંથ, મત અથવા ધર્મના પ્રશ્નને અવકાશજ નથી. ઍડવિન આર્નોલ્ડે "એશિયા ખંડનો પ્રકાશ" (લાઇટ ઑફ એશિયા)

એ નામનું મહાત્મા બુદ્ધનું જે ચરિત્ર લખ્યું છે; તે પુસ્તક વાંચીને એકાદ આગ્રહી ખ્રિસ્તિના મનમાં પણ બુદ્ધને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થયાના અનેક પ્રસંગો સર્વની જાણમાંજ હશે. બુદ્ધ નિરીશ્વરવાદી હતો. ત્હેણે ભક્તિમાર્ગનો કદિ પણ ઉપદેશ કર્યો નથી. ત્હેણે કોઇ ખાસ પ્રકારનો તત્ત્વમાર્ગ પણ શોધી કાઢયો નથી; માત્ર કેવળ સંન્યસ્તવૃત્તિનોજ ત્હેણે ઉપદેશ કરેલો છે. બીજાઓને ખાતર આપણું સર્વસ્વ અને પ્રસંગ આવે તો આપણો દેહ પણ અર્પણ કરવો, એજ ત્હેનો ઉપદેશ છે. સર્વ ધર્મોનું, સર્વ પંથનું, સર્વ મતોનું અને સર્વ તત્ત્વદર્શનોનું અંતિમ બોધન એ એકજ છે, એ વાત આગ્રહી મનુષ્યોના લક્ષ્યમાં આવેલી નથી હોતી તેથીજ ત્હેઓ અમુક વિશિષ્ટ મત અથવા ધર્મના આગ્રહી થઇને બેસે છે. ભક્તિમાર્ગની અંતિમ અવસ્થા એટલે સર્વત્ર પરમેશ્વરનું અધિષ્ટાન જોવું અથવા સર્વ ઇશ્વિરમય જોવું એજ છે. ખરા ભક્તના મનમાં " હું " અને " મ્હારૂં " એ શબ્દનો લેશમાત્ર અવકાશ પણ હોતો નથી. ગમે તે સ્થિતિમાં " પરમેશ્વર, ત્હારીજ ઇચ્છા, જગતમાં મ્હારૂં કાંઇ પણ નથી " " જગતમાં જે કાંઇ છે તે સઘળું ત્હારૂંજ છે, " એ નિશ્ચય ત્હેના અંતકરણમાં પૂર્ણ દૃઢ થયલો હોય છે. અને એનું નામ પૂર્ણ સંન્યસ્તવૃત્તિ નહિ તો શું? જ્ઞાનની છેવટની અવસ્થામાં પણ એજ સંન્યસ્તવૃત્તિ થવાની. જગત એ શું છે, હું કોણ છું, અને વિશ્વવ્યાપી ચૈતન્યનું સ્વરૂપ કેવું છે, ઇત્યાદિની શોધ કરતાં કરતાં સર્વ જગત્ કેવળ મૃગજલવત્ છે; જેમ દેખાય છે તેમ વાસ્તવિક રીતે નથી; તે પ્રત્યેક ક્ષણે બદલાય છે જેથી તે અનિશ્ચિત અને માયાનિર્મિત છે એવો ત્હેનો પાકો નિશ્ચય થાય છે. જગતનો આવો નિશ્ચય એકવાર થયો એટલે પછી જગતના કોઇ પણ પદાર્થની ઇચ્છા બુદ્ધિપૂર્વક કરવાની ત્હેને રહેતી નથી. મનુષ્ય પૂર્ણ ત્યાગી—પૂર્ણ સંન્યાસવૃત્તિવાળો ઉપર જણાવેલો નિશ્ચય

થવાથીજ બની શકે છે. આથી સિદ્ધ થાય છે કે કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણે સાધનોનું અંતિમ સાધ્ય—અંતિમ પરિણામ એક જ છે. જગતમાં જે મ્હોટા ધર્મ પ્રવર્તકો થઈ ગયા, ત્હેઓએ ભિન્ન ભિન્ન માર્ગવડે એક જ તત્ત્વનો ઉપદેશ કર્યો છે. 'પરમેશ્વર જગતમાં નથી' એમ ત્હેઓએ કહ્યું છે ત્હેનો અર્થ પણ "**જગતના પદાર્થો પાછળ ભટકયા કરવાથી પરમેશ્વરની પ્રાપ્તિ થવાની નથી**" એજ છે. જગતથી પરમેશ્વરનું સ્વરૂપ બીલકુલ ભિન્ન છે એમ તેઓનું કહેવું છે. "હું" અને "મ્હારૂં" એનુંજ નામ જગત છે. અર્થાત નશ્વર શરીરમાં અહંબુદ્ધિ અને એવીજ કોટીના પ્રાણી પદાર્થોમાં મમત્વ બુદ્ધિ અને એ બુદ્ધિને અનુસરીને થનારી પ્રવૃત્તિ એજ જગતનું યાને મનુષ્યના બંધનનું સ્વરૂપ છે; અને એની અહંતા મમતાથી સમજણપૂર્વક નિવૃત્ત થવું એનુંજ નામ મુક્તપણું છે. (**अहंममति बद्धोहि निरहं ममति मुक्तता**) **સ્વાર્થ એટલે જગત યાને બંધન, અને સ્વાર્થત્યાગ એટલે ઈશ્વર યાને મુક્તતા.** એવો સ્વાર્થત્યાગી મનુષ્ય સુવર્ણસદનમાં રત્નસિંહાસન ઉપર પડયો રહી સર્વ સત્તા વૈભવ ભોગવતો હોવા છતાં પણ તે પૂર્ણ ત્યાગી—સંન્યાસી છે, મુક્ત છે. સર્વ કાંઈ કરવા છતાં તે અકર્ત્તા છે અને ભોગવવા છતાં અભોક્તા છે. એજ પ્રમાણે એકાદ ફાટી તૂટી પર્ણકુટીમાં રહી અંગ ઉપર માત્ર ફાટલી લંગોટી ધારણ કરનારના અંતરમાંથી પણ જો "હું" અને "મ્હારૂં" એ ભાવના નષ્ટ થયેલી ન હોય તો તે પૂર્ણ સંસારીજ છે. કહ્યું છે કે **એક જંગલ બિચ ઘર કિયા, એક ઘરહિંમેં વૈરાગ.** આપણે ઉપર જાણી ચુકયા કે કોઈ પણ કર્મનાં સારૂં અને નઠારૂં એમ બે પ્રકારનાં પરિણામ ઘડાય છે. કેવળ સારૂં અથવા કેવળ નઠારૂં હોય એવું એક પણ કર્મ મનુષ્યથી થઈ શકનારજ નથી. આમ હોવાથી આપણે કર્મ કેવા પ્રકારનાં કરવાં

જોઇએ તે પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. આ પ્રશ્નનો ઉત્તર આપવાની ભાંજઘડમાં પડીને જગતમાં કેટલાક પંથના ઉપદેશકો અત્યંત બહાવરા બની ગયા છે. મનુષ્ય જેમ જેમ વધારે જીવે છે, તેમ તેમ ત્હેને બીજાઓને પોતાને માટે દુભવવાં પડે છે અને કેટલાંક ન્હાનાં ન્હાનાં જંતુઓ, ગરીબ પ્રાણીઓ અને વનસ્પતિનો જીવ લેવો પડે છે; માટે આ દેહનો નાશ કરવો, એટલે જગતના સર્વ પાપોનું મૂળ દૂર થશે, એમ તેઓની સમજ હોય છે. જૈનધર્મનો સર્વોત્તમ સિદ્ધાન્ત એજ છે, અને એ મતનોજ તેઓ ઉપદેશ કરે છે.* એ મત તાર્કિક હોય એમ દેખાય છે; પરંતુ એનો ખરો માર્ગ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને સ્પષ્ટ રીતે વર્ણન કરેલો છે. તે એવી રીતે છે કે જે જે કર્મો ત્હમે સ્વસુખની–ઇંદ્રિય સુખની ઇચ્છાથી કરશો તે ત્હમારે માટે ઉલટાં બાધક થશે, માટે "હું" પણું દૂર કરીને, અને કર્ત્તા કારવતી બીજોજ છે એવી પક્કી સ્હમજણથી જે કર્મ ત્હમે કરશો ત્હેનું શુભ અથવા અશુભ પરિણામ ત્હમારે ભોગવવું પડશે નહિ. અહંમમત્વ સ્વસુખની ઇચ્છાથી પ્રેરાઇને કરાતા કર્મનું પરિણામ કર્ત્તાને પોતાનેજ ભોગવવું પડશે; અને અહંમમત્વ નહિ હોય તો શુભ અશુભ કર્મનું કર્તૃત્વજ ત્હમારી પાસે નથી એટલે ભોગવવાપણું પણ નહિજ રહે. એ કલ્પનાના સમર્થનને માટે ભગવદ્ગીતામાં કહેલું છે કે, "જે મનુષ્ય અહંમમત્વને માટે કર્મ નથી કરતો તે મનુષ્ય યદિ વિશ્વનો નાશ કરે તોપણ તે કશુંજ કરતો નથી;"× તેથીજ કર્મયોગ ઉપદેશ કરે છે કે, "સંસારનો ત્યાગ કરશો

* જૈનધર્મના વિદ્વાન ઉપદેશકોની એવીજ સમજણ સિદ્ધાંત અને ઉપદેશ શબ્દશઃ હોવાની વાત ખરી નથી. મંત્રી. સ. સા.

× આ પ્રમાણે અહંમમત્વનો ઉચ્છેદ જેના અંતરમાં થઈ ગયો હોય તે તો ખરેખર મુક્તજ છે; પરંતુ તેવું મુક્તપણું તો ક્યાં સહુ પરંતુ

નહિ. સંસારમાં રહીને શુભ કર્મ કરો અને જે જે અનુભવો મળે તે મેળવો; પરંતુ કર્મ કરવાં તે પોતાના સુખની કામનાથી કરવાં નહિ. ઇંદ્રિયોની તૃપ્તિ એ કાંઈ જીવનની ઇતિ કર્તવ્યતા નથી; માટે પ્રથમ "હું" પણું દૂર કરો એટલે સમસ્ત જગત ત્હમને ત્હમારૂં જણાઇ રહેશે અને "वसुधैव कुटुंबकं" એવી અતિ વિશાળ ભાવના જાગ્રત થશે.

"આપણા ઇંદ્રિય સુખને માટેજ આ જગત નિર્માણ થયું છે; એ કલ્પના દૂર કરો."

કેટલાક મૂર્ખ લોકો એમ કહે છે કે–"જગતનાં સર્વ પશુ પક્ષીઓ આપણા ઉપભોગને માટેજ ઇશ્વરે પેદા કરેલાં છે, તેમજ આ સઘળું વિશ્વ પણ મનુષ્યના ઉપભોગનેજ માટે નિર્માણ કરવામાં

---

સાચું જીજ્ઞાસુત્વ અથવા તો નીતિપૂર્વક વિષયો મેળવવા–ભોગવવાના લક્ષણ રૂપ વિષયીપણું પણ આવ્યું ન હોય અને અંતર બહારના દેખાવ જુદા રાખી કનક કાન્તાની ઉપાસના અનિતીપૂર્વક પણ કરવાવાળા પામર કોટીના જીવો માત્ર મોઢેથીજ પોપટની પેઠે બોલીને જગતને છેતરતા ફરે છે કે અમે તો મુક્ત છીએ, અમને કશું લેપન લાગતું નથી; એનાઓના કરતાં તો અહંતામમતાથી નીતિપૂર્વક વિષય ભોગવનારા હજારો દરજ્જે શ્રેષ્ઠ છે અને ગીતા ઇત્યાદિનોઉપદેશ તેવાઓ માટે તેમજ જીજ્ઞાસુઓ માટેજ છે. ઉચ્ચતાની આકાંક્ષા ધરાવનારને માટે દેહદમન પણ અમુક સમજણ અને ભાવનાપૂર્વક કરવાથી ચિત્તશુદ્ધિમાં સહાય થતું હોવાથી આર્યધર્મ શાસ્ત્રોમાં તેમજ જૈન ગ્રંથોમાં અમુક કોટીવાળાને માટે તેનો ઉપદેશ કરાયલો છે તે પણ યોગ્યજ છે. બંદ્ધકુષ્ટ જેને થાય છે તેનો સ્વભાવ પણ કેવો બગડી જાય છે અને તે ટળતાં મગજ કેવું ઠીક બની જાય છે. એ પ્રત્યક્ષ પ્રમાણ દર્શાવે છે કે સ્થૂળની પણ સૂક્ષ્મ પર કેટલી બધી અસર છે. મંત્રી સ. સા.

આવ્યું છે" * એ સઘળી મૂર્ખતા અને અજ્ઞાનતાજ છે. એમજ હોય તો વાઘ પણ કહેશે કે "પરમેશ્વરે સઘળાં મનુષ્યો અમારા આહારને માટેજ ઉત્પન્ન કર્યાં છે" અને તેઓ પણ પરમેશ્વરને પ્રાર્થના કરવા માંડશે કે "હે પ્રભો ! આ મનુષ્યો કેટલા બધા દુષ્ટ છે, કે તેઓ મ્હારા ભક્ષણને માટે મ્હારી સમક્ષ આવીને ઉભા રહેતા નથી અને ત્હારી પવિત્ર આજ્ઞાનો તેઓ ભંગ કરે છે !" એ બિચારાઓ એટલું પણ નથી સમજી શકતા કે જ્યારે જગત આપણાજ માટે નિર્માણ થયેલું છે, તો આપણે પણ જગતને માટેજ નિર્માણ થયેલા હોવા જોઇએ.

સર્વ જગત મ્હારા માટે નિર્માણ થયું છે, એ દુષ્ટ કલ્પના અધોગતિમાંજ નાખનારી છે. ખરી વાત એ છે કે જગત જેટલા અંશે આપણા માટે છે, તેટલાજ અંશે આપણે પણ જગતને માટે છીએ.

સશાસ્ત્ર કર્મ કરવાં હોય તો પ્રથમ તો આપણે સંગનો–ફળની આસક્તિનો ત્યાગ કરવો જોઇએ. પછી હું કર્ત્તા છું, હું ભોકતા છું એવી ભાવનાનો ત્યાગ કરો; અને માત્ર સાક્ષીવત્ રહીને કર્મ કરે જાઓ. મ્હારા સદ્ગુરૂ કહેતા હતા કે "આપણાં બાળકો પ્રત્યે દાઇની દૃષ્ટિથી જુઓ." દાઈ ત્હમારા બાળકને રમાડે છે, ત્હેની સાથે રમે છે, લાડ લડાવે છે અને પોતાના બાળકના જેટલી મમતાથી ત્હેની સાથે વર્તન કરે છે; પરંતુ જ્યારે ત્હમે એ દાઇને રજા આપો છો કે તેજ ક્ષણે પોતાનો સરસામાન લઇને તથા તે બાળકો પ્રત્યેની સર્વ આસક્તિનો પરિત્યાગ કરીને પોતાને ઘેર ચાલી જાય છે અને

* અનેક હિંદુઓ પણ **पूजा ते विषयोपभोग रचना निद्रा समाधि स्थिति** એ રહસ્યપૂર્ણ સંસ્કૃત વાકયનો અર્થ પોતાની વિષય લોલુપતાના બચાવમાં એવો કરે છે કે ખુબ વિષયો ભોગવવા એજ પ્રભુની પૂજા છે અને ઉંઘવું એજ સમાધી છે. મં૦ી. સ. સા.

નિરાંતે પોતાના બાળકને અથવા અન્ય સ્થળે પણ દાઇપણું કરવાનું હોય તો તેનાં બાળકોને રમાડવા મંડી જાય છે. ત્હમારે પણ જગતમાં એ દાઇની માફક રહેવું જોઇએ. જે કાંઈ વસ્તુઓ ત્હમારી પાસે છે, તે વાસ્તવિક રીતે પરમેશ્વરની છે; અને ત્હમને થોડા વખતને માટે ત્હેની સુવ્યવસ્થા કરવાને માટે આપી છે, એમ સમજવું જોઇએ.

મનુષ્ય પ્રાણીના હૃદયમાં ઉચ્ચતા અને સામર્થ્યની માફક, દુર્બળતા પણ ધીરે ધીરે પ્રવેશી શકે તેમ છે. અમુક માણસોનો આધાર મ્હારાજ ઉપર છે, અને હુંજ અમુકનું ભલું કરી શકું છું, એમ માનવું એ પણ એક પ્રકારની દુર્બળતાજ છે. આવી ભાવનાજ લિપ્તતાનું—આસક્તિનું મૂળ છે; અને એમાંથીજ સર્વ પ્રકારનાં દુઃખો ઉત્પન્ન થાય છે. આપણે આપણા મનને ઉપદેશ કરવો જોઇએ કે, આ વિશ્વમાંની એક પણ વ્યક્તિનો આધાર આપણા ઉપર રહેલો નથી. એક પણ ભિખારી આપણા દાન ઉપર જન્મેલો નથી. એક પણ આત્મા આપણી કૃપા ઉપર બેસી રહેલો નથી. ટુંકમાં એક પણ સચેતન વસ્તુ આપણી સહાયતા વિના બેસી રહી નથી. કરોડો વર્ષથી સૃષ્ટિ આપણા વિના ચાલતી આવી છે અને આપણે નહિ હઇએ ત્યારે પણ ચાલ્યાજ કરશે. ત્હમારા જેવાને ખાતર સૃષ્ટિનો ક્રમ અટકી પડવાનો નથી. પૂર્વે કહ્યા પ્રમાણે બીજાને મદદ કરવી તે પોતાનેજ મદદ કરવાને ખાતર—પોતાનેજ સુશિક્ષિત બનાવવાને ખાતર છે. શાસ્ત્રો પણ એમજ કહે છે. આપણાં જીવનમાં આપણે શીખવાનો મુખ્ય પાઠ એજ છે, અને એ પાઠ બરાબર શીખ્યા એટલે પછી આપણને કદાપિ દુઃખી થવાનો સંભવ નથી. એ પાઠ પાકો થયા પછી આપણે કોઈ પણ દેશના અને કોઈ પણ ધર્મના સમાજમાં ભળી શકીએ છીએ.

આ વર્ષમાં ત્હમારા કેટલાક મિત્રો મરી ગયા તેથી શું ત્હમારૂં

કે જગતનું કામ અટકી બેઠું ? ના, એતો જેમ ચાલે છે, તેમનું તેમ ચાલ્યે જવાનું; માટે દુનિયાના ભલાને માટે મ્હારેજ અમુક તો કરવાનું છે, એવો શંકા મનમાંથી કાઢી નાખો. જગતનું અમુક કામ કરવા માટે હુંજ જન્મ્યો છું, એમ ધારવું એ એક એવી મુર્ખતા-અહંકાર અથવા સ્વાર્થ છે કે જે માત્ર સ્થૂલ દૃષ્ટિથીજ આપણને સદ્‌ગુણ રૂપે દેખાય છે.

આ જગત આપણા પર અગર બીજા અમુકના પર જરા પણ આધાર રાખીને બેસી રહ્યું નથી, એમ જ્યારે આપણા મનને અને જ્ઞાનતંતુઓને સંપૂર્ણ રીતે સ્હમજાશે, ત્યારેજ આપણા કર્મોના પરિણામરૂપે ઉત્પન્ન થનારી દુઃખરૂપ પ્રતિક્રિયા અટકી શકશે. જ્યારે કોઈ મનુષ્યને ત્હમે કાંઈ પણ આપો ત્યારે ત્હેનો તેની પાસેથી તો નહિજ પણ ઇશ્વર પાસેથી પણ અંતર શુદ્ધિ વિના બીજો બદલો મેળવવાની જરા પણ આશા રાખશો નહિ. એમ કરવાથી સ્હામાની કૃતઘ્નતા માટે શોક કરવાનો અવકાશ રહેશે નહિ; ત્હમારી યોગ્યતા પ્રમાણે ત્હમને અમુક લાગણી થઈ આવી, તે લાગણીને તૃપ્ત કરવા માટે સામાને ત્હેની પાત્રતા પ્રમાણે ત્હમે આપ્યું; અને તે તમારૂં કર્મ ત્હેને યોગ્ય પદાર્થ પ્રાપ્ત કરાવવામાં નિમિત્ત ભૂત થયું એમાં તમને ગર્વ કરવાનું કશુંજ કારણ નથી. ઉલટું એમ સમજવાનું કારણ છે કે અનંત સત્તા સામર્થ્યસંપન્ન પરમેશ્વર પોતેજ સર્વનો કર્તાભર્ત્તા હોઇ તેણે પોતાના કામમાં તમને નિમિત્તભૂત બનાવવાની કૃપા કરી છે. જ્યારે ત્હમને એવું અલિપ્તતાનું જ્ઞાન થશે ત્યારે ત્હમારી દૃષ્ટિમાંથી મ્હારા ત્હારાનો ભેદ દૂર થઈ જશે. જ્યાં સુધી સ્વાર્થીપણું હોય છે ત્યાં સુધીજ એવો ભેદ હોય છે; પરંતુ એમ સ્હમજાવું ઘણુંજ દુર્લભ છે. એ દુર્લભતા કારણરૂપે કાંઇ કોઇ બહારની સત્તાનો અંતરાય નથી. જગતમાં એવી કોઇ પણ શક્તિ

નથી કે જે ત્હમારી ઇચ્છા વિરૂદ્ધ ત્હમારાપર અમલ ચલાવી શકે. માત્ર ત્હમારો સ્વાર્થ—ત્હમારો અજ્ઞાનજન્ય દેહાધ્યાસ—ત્હમારી વગર સમજણની અયોગ્ય અહંતામમતાજ ત્હમને બંધનરૂપ—અંતરાય રૂપ છે. એના ઉપાય તરીકે આ જગતમાં એક માત્ર નિસ્કામતાજ એવી અમોઘ શક્તિ છે કે જેના વડે સર્વ અજ્ઞાનજન્ય શક્તિઓ અને કર્મોના પરિણામનો ત્હમે પરાજય કરી શકશો. "કામનાનો ત્યાગ કરવો" એ બોલવું જેટલું સહેલું છે તેટલુંજ આચરણમાં મૂકવું કઠિન છે; પરંતુ એ અસિધારા વ્રતપાલન કરવાથી કેવા મહાન પદની પ્રાપ્તિ થનાર છે, તેની થોડી પણ કલ્પના જેને હોય તે તો એ વ્રતને આનંદની સાથે સ્વિકારવા તત્પર થશેજ. આ વ્રત જેમ જેમ સિદ્ધ થતું ચાલે છે તેમ તેમ આપણે અધિક સ્વતંત્ર બનતા ચાલીએ છીએ; માટે "હું" અને "મ્હારૂં" એ ભાવનાને છોડીને, કેવળ સાક્ષીભાવથી કર્મ કરવાથી—કર્મદ્રષ્ટા બની રહેવાથી ત્હમારી પાસે પરાણે અથવા ત્હમારા સ્વભાવદ્વારા સતત કર્મો કરાવી રહેલી અજ્ઞાન જન્યશક્તિ ( દેહાધ્યાસ યાને અહંતા મમતા ) તેનો એકેએક અવયવ છુટો પડી જઇને અંતે તેનો નાશ થશેજ.

ઉપર જણાવ્યા જેવી સાચી સ્વતંત્રતા મેળવનારનાં લક્ષણ એ કે જગતમાં બનનારા શુભાશુભ બનાવોથી તેની બુદ્ધિ કદી પણ હર્ષ શોક પામતી નથી. અમુક અમુક આવી મળવાથી તેને હર્ષ થતો નથી અને સર્વસ્વ જાય તો પણ તે શોક પામતો નથી. આખું જગત ઉથલપાથલ થઇ જાય તો પણ તેની નિશ્ચયાત્મક સ્થિતિમાં અણું માત્ર ફરક પડતો નથી.*

હિંદુસ્થાનમાં પૂર્વે વ્યાસ નામના એક મહર્ષિ થઇ ગયા છે.

---

* दुःखेष्वनु द्विग्नमनाः सुखेषु विगतस्पृहः वीतराग भयक्रोधः स्थितधीर्मुनिरुच्यते. भ. गी.

તેઓ વેદાંત સૂત્રના કર્તા તરીકે પ્રસિદ્ધ હોઇને વિશુદ્ધ સાધુ વૃત્તિવાળા હતા. એમના પિતાએ પૂર્ણતા મેળવવાને ઘણાજ પ્રયત્નો કર્યા હતા, પણ ત્હેમાં તેઓ નિષ્ફળ નિવડતા હતા. ત્હેમના પિતામહ અને પ્રપિતામહે પણ એવાજ પ્રયત્નો કરવા છતાં ત્હેમને પૂર્ણતા પ્રાપ્ત થઇ ન હતી. વ્યાસ મહર્ષિને પણ ઘણાજ પ્રયત્નો કર્યા છતાં એ સિદ્ધિ પ્રાપ્ત થઈ નહિ; પરંતુ ત્હેમનો પુત્ર "શુક" જન્મથીજ સિદ્ધ નિવડયો. વ્યાસજીએ ત્હેને સર્વ અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ કરાવ્યો અને પૂર્ણતા પ્રાપ્ત કરવાને માટે જનક રાજાને ત્યાં મોકલ્યો. જનક એક મ્હોટા રાજા હતા અને "જનક વિદેહી" નામથી પ્રસિદ્ધ હતા. "વિદેહી" એટલે જ્હેનો દેહાધ્યાસ સંપૂર્ણપણે નષ્ટ થયો છે એવો મનુષ્ય. રાજા હોવા છતાં પણ જનકનો દેહાધ્યાસ નહિવત થએલો હતો અને **अहं ब्रह्मास्मि** એવી ભાવના તેમના મનમાં દૃઢ થએલી હતી. આવા રાજાને ત્યાં વ્યાસજીએ પોતાના પુત્રને મોકલ્યો. રાજા જનક અંતર્જ્ઞાની હોવાથી વ્યાસજીનો પુત્ર શુક તત્ત્વજ્ઞાનના શિક્ષણને માટે આવે છે, એ વાત પ્રથમથીજ તેમણે જાણી હતી; અને તેથી ત્હેની પરિક્ષાને માટે અગાઉથીજ કેટલીક યોજના કરી મૂકી હતી. શુકે રાજદ્વારમાં પ્રવેશ કર્યો ત્યારે દ્વાર રક્ષકોએ ત્હેમના તરફ કોઇ પણ રીતે લક્ષ્ય આપ્યું નહિ અને માત્ર એક આસન આપી તે ઉપર બેસવાની પ્રાર્થના કરી. શુકજી તે સ્થાનપર ત્રણ રાત્રિ દિવસ પર્યંત એક સરખી રીતે બેસી રહ્યા, પરંતુ ત્હેમની સાથે કોઇએ વાતચીત સરખી પણ કરી નહિ; તેમજ તમે કોણ છો? ક્યાંથી આવ્યા છો? એટલો પ્રશ્ન માત્ર પણ પૂછયો નહિ. શુકદેવ એક મ્હોટા તત્ત્વજ્ઞાનીના પુત્ર હોઇને ત્હેમના પિતાને સમસ્ત જગત પૂજ્ય માનતું હતું, અને શુકને પોતાને પણ સર્વ કોઇ સન્માનનીય લેખતા હતા; પરંતુ દ્વારરક્ષકોએ ત્હેમની કાંઇ પણ યોગ્ય સંભાળ લીધી નહિ. ત્રણ દિવસ પછી એકાએક રાજાના મુખ્ય

પ્રધાન અધિકારીમંડળ સાથે ત્યાં આવીને ત્હેમને ઘણાજ સન્માન-પૂર્વક રાજ્ય મહાલયમાં લઈ ગયા. ત્હેમના નિવાસ માટે એક ઉત્તમ અને રમણીય સ્થાન કાઢી આપ્યું, ત્હેમના શરીરપર સૌગંધિક પદાર્થોનું મર્દન કરી અભ્યંગ સ્નાન કરાવ્યું અને અનેક પ્રકારનાં મૂલ્યવાન વસ્ત્રો પહેરાવ્યાં. એવી રીતે આઠ દિવસ પર્યંત ત્હેમને ઘણાજ વૈભવમાં રાખ્યા, પરંતુ આટલા બધા રાજ્યવૈભવના પુરમાં પણ શુકની શાંત અને ગંભીર મુખમુદ્રામાં લેશમાત્ર પણ ફેરફાર પડયો નહિ. દરવાજાપર ત્રણ દિવસ પર્યંત ક્ષુધા તૃષાથી પીડાવા છતાં જેવી મુખમુદ્રા હતી, તેવીજ મુખમુદ્રા વૈભવના સમયે પણ ચાલુ રહી હતી. પછી ત્હેમને રાજ્યસભામાં લઈ જવામાં આવ્યા. જ્યાં રાજા એક ભવ્ય સિંહાસન ઉપર બિરાજેલા હતા અને વાદ્ય, સંગિત, નાચ ઈત્યાદિ નાના પ્રકારના વ્યાપારો ચાલી રહ્યા હતા. રાજાએ ટોચ સુધી ભરેલો એક દૂધનો પ્યાલો ત્હેમના હસ્તમાં આપ્યો અને કહ્યું કે, " એમાંથી દૂધનો એક છાંટો પણ ન પડે એવી રીતે સાત વખત આ સભામંડપની પ્રદક્ષિણા કરી આવ " શુકજીએ તે પાત્ર લીધું અને તે વાદ્ય તથા સુંદર સ્ત્રીઓના સમૂહ વચ્ચે થઇને રાજાની આજ્ઞા પ્રમાણે એક પણ ટીપું પડવા નહિ દેતાં સાત વખત પ્રદક્ષિણા કરી. શુકનું મન એટલું તો કાબુમાં હતું કે– આજ્ઞા કર્યા વિના જગતના કોઇ પણ પદાર્થમાં આસક્ત થતું નહિ. તે દૂધનું પાત્ર રાજા પાસે લઇને આવ્યા એટલે રાજાએ કહ્યું કે, " ત્હારા પિતાએ ત્હને જે કાંઈ શીખવ્યું છે અથવા તો તું પોતે જે કાંઈ શીખ્યો છું, તેથી અધિક કાંઇ પણ શીખવવાનું મ્હારી પાસે નથી; હું તો માત્ર ત્હેની પુનરાવૃત્તિજ કરી શકીશ. ત્હને સત્ય જ્ઞાન થઇ ચૂક્યું છે; અને તું પોતેજ પૂર્ણ સ્વરૂપ છે, માટે હવે સુખેથી પિતાની પાસે ચાલ્યો જા. "

આવી રીતે જે મનુષ્યે પોતાની ઇંદ્રિયો ઉપર કાબુ મેળવ્યો

છે, અને અહંપણાનો નાશ કર્યો છે, તે મનુષ્ય ઉપર જગતમાંની કોઈ પણ વસ્તુ સત્તા ચલાવી શકતી નથી. જે મનુષ્ય પોતાની ઇંદ્રિયોનો માલીક થયો છે ત્હેને ગુલામ બનાવવાને જગતમાં કોઇ પણ વસ્તુ સમર્થ નથી. આવો મનુષ્ય જગતના અત્યંત પાપમય સ્થાનમાં રહે તોપણ પુણ્યવાનજ રહેવાનો. જગત સંબંધી સામાન્યતઃ બે પ્રકારના મત માલૂમ પડે છે. કેટલાક નિરાશાવાદી છે, અને કહે છે કે 'જગત અત્યંત દુષ્ટ છે' 'પાપથી ભરેલું છે' 'અને કદિ પણ સુધરનાર નથી.' કેટલાક આશાવાદી છે અને કહે છે કે "આહાહા જગત કેવું સુંદર છે! એની ભવ્યતા અને સૌંદર્ય જોઇને મન આનંદમાં ગરકાવ થઈ જાય છે!" જે મનુષ્ય પોતાની વૃત્તિપર કાબુ મેળવી શકયો નથી, ત્હેને આ જગત એવું દુઃખમયજ દેખાવાનું; અથવા બહુ તો થોડુંક સુખમય અને બાકીનું સઘળું દુઃખમયજ ભાસવાનું. જે મનુષ્ય પોતે પોતાની વૃત્તિનો માલીક થયો છે, ત્હેને આ જગત છે તેવુંજ લાગવાનું; અને તેમાં વારંવાર ઉત્પન્ન થતા સુખ દુઃખના તરંગો ત્હેની શાંતિનો ભંગ કરી શકવાના નહિ. આ જગતને પ્રત્યક્ષ નરકવાસજ કહેનારા મનુષ્યો, જ્યારે પોતાની ઇંદ્રિયો ઉપર સ્વામિત્વ મેળવે છે ત્યારે તેઓ પણ તેને "પ્રત્યક્ષ સ્વર્ગભૂમિ" કહેવા લાગે છે. આપણે પણ વિશુદ્ધ કર્મયોગી થઇને એ સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરીએ તો અહંતાનો ત્યાગ કરીને કર્મ કરવાનો આરંભ કરી દેવો જોઇએ. આ આરંભ કરવામાં બીજા કોઇ સંયોગોની વાટ જોવી પડે તેમ નથી. ગમે તેવી પરિસ્થિતિમાં આરંભ કર્યો એટલે પરિણામે અલિપ્તપણું પ્રાપ્ત થવાનુંજ. આ પ્રમાણે પૂર્ણ અલિપ્તતા પ્રાપ્ત થઇને અહંકાર વિશુદ્ધ થયો એટલે "દુષ્ટતાથી ભરેલું" જગત આપણને "સ્વર્ગમય" ભાસવા માંડશે. જગતમાં વહેતો વાયુ, પણ આનંદમય જણાશે, અને પ્રત્યેક મનુષ્યની સુખ-

મુદ્રા આનંદી દેખાશે. કર્મયોગનું એજ ધ્યેય અને એજ સાધ્ય છે, વર્તમાન જીવનની પૂર્ણાવસ્થા પણ એજ છે.

પ્રાચીન આર્યતત્ત્વવેત્તાઓએ અનેક પ્રકારના યોગ દર્શાવ્યા છે; તેઓના પ્રકાર ભિન્ન ભિન્ન છે, તોપણ સર્વનું ધ્યેય તો એકજ છે કે મનુષ્યને પૂર્ણત્વ પ્રાપ્ત થાય. આપણને એમાંનો જે પણ માર્ગ પસંદ હોય તે માર્ગે આપણે દઢતાપૂર્વક આગળ વધવું જોઇએ.

અભ્યાસમાંજ બધું રહસ્ય સમાયલું છે. પ્રત્યેક યોગના અભ્યાસમાં શ્રવણ, મનન અને નિદીધ્યાસનની ખાસ આવશ્યકતા છે. પ્રથમ તો ત્હમારે તે વિષયનું શ્રવણ કરવું અને પછી ત્હેને સારી પેઠે વિચાર કરીને સ્હમજવું જોઇએ; કેટલીક વાતોમાં આપણને સમજ પડતી નથી, પરંતુ ત્હેનું નિત્ય શ્રવણ, ચર્ચા અને મનન કરવાથી ધીમે ધીમે તે આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે. સઘળી બાબતો એકી વેળાએ સ્હમજાઇ જતી નથી. પ્રત્યેક વસ્તુનું સ્પષ્ટિકરણ આપણી પોતાની અંદરજ હોય છે. **ખરી રીતે બીજાઓ પાસેથી કોઇ કશુંજ શીખી શકતો નથી;** પ્રત્યેક પોતે પોતાની પાસેથીજ શીખે છે. બાહ્ય શિક્ષક તો માત્ર તે બાબતનો સુચવનારજ બની શકે છે અથવા તો શિષ્યને નિદ્રામાંથી જાગ્રત કરે છે કે જે જાગૃતિને પરિણામે તેનો અંતરાત્મા પોતા પર છવાઈ રહેલા અજ્ઞાનના પડદાને કહાડી નાખવાનો યત્ન કરી શકે છે.

આવી વસ્તુસ્થિતિ હોવાથી બુદ્ધિને સદૈવ જાગૃત રાખીને બાહ્યેન્દ્રિયદ્વારા પ્રાપ્ત થતી સુચનાઓનો યોગ્ય ઉપયોગ કરવો એ આપણું કર્ત્તવ્ય હોઇને તે આપણેજ બજાવવું જોઈએ; કારણકે જ્ઞાન એ બહારથી આવી શકે એવી વસ્તુ નહિ હોઇને તે આપણે આપણા પોતામાંથીજ મેળવવાની હોય છે. શ્રવણ પછી મનન યાને

વિચાર શક્તિનો ઉપયોગ સારી પેઠે કરવાથી ખોટા નિશ્ચય પલટાઈ જઈને સત્ય નિશ્ચયરૂપ જ્ઞાન આપોઆપજ આપણામાં સ્ફુરે છે. નવિન પ્રવેશકનું એ જ્ઞાન દ્રઢ થતાં ત્હેમાંથી ઇચ્છાશક્તિનો જન્મ થાય છે અને એ ઇચ્છાશક્તિમાંથી કર્મ કરવાની શક્તિ ઉદ્ભવે છે. આ ક્રિયાશક્તિનો સદુપયોગ કરીને મનુષ્ય નિઃસ્વાર્થ—કર્મયોગના હથીયાર રૂપ બને, અને સંપૂર્ણ નિઃસ્વાર્થતા અને અલિપ્તપણાનું ઇષ્ટફળ પ્રાપ્ત કરે ત્યાંસુધી કર્મ કરવાની અખુટ શક્તિ પ્રત્યેક જ્ઞાનતંતુ, પ્રત્યેક સ્નાયુ અને પ્રત્યેક રોમેરોમમાં કર્મ કર્યા કરે છે. આ ધોરણ—આ નિયમ અને આ પરિણામ કોઈ એક પંથ, મત વા ધર્મ ઉપર અવલંબીને રહેલું નથી. ગમે તો તમે ખ્રિસ્તી હો, બુદ્ધિષ્ટ હો, જ્યૂ હો, વા ગમે તે **પંથના હો, ત્હેની હરકત નથી; પરંતુ ત્હમે અહંકારનો, દેહાધ્યાસનો—સ્વાર્થનો ત્યાગ કર્યો છે કે નહિ? એટલોજ પ્રશ્ન છે.** જો ત્હમે નિઃસ્વાર્થી છો, તો ત્હમને કોઇ પણ ધર્મ પુસ્તક વાંચ્યા વગર અગર કોઇ પણ પ્રાર્થનામંદિરમાં ગયા વગર પૂર્ણતા અવશ્ય પ્રાપ્ત થવાનીજ. પ્રત્યેક યોગ માર્ગમાં બીજા માર્ગની મદદ લીધા વિનાજ પૂર્ણતા પ્રાપ્ત કરાવવાની શક્તિ રહેલી છે. કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ એ પ્રત્યેક માર્ગે સ્વતંત્રપણે અને નિશ્ચિંતરૂપે મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. 'માત્ર મૂર્ખજનોજ કહે છે કે કર્મ અને જ્ઞાન જુદાં છે, પંડિતો એમ કહેતા નથી;'* કેમકે પંડિતો જાણે છે કે બહારથી એ માર્ગો ભિન્ન ભિન્ન છતાં ત્હેમનું અંતિમ પર્યવસાન તો એકજ છે.

---

* 'सांख्योगौ प्रथग्बालाः प्रवदंति न पंडिताः।' भ. गी.

# કર્મયોગ—પ્રકરણ સાતમું.

## મુક્તિ.

આપણું વર્તમાન જીવનનું જે કાર્ય છે, તે પૂર્વકર્મને પણ આધ્યાત્મિક ભાષામાં "કર્મ" શબ્દથી ઓળખે છે એમ પૂર્વે જણાવ્યું જ છે. કોઇપણ ક્રિયા અને વિચાર યા વ્યાપાર કે જેનું કાંઈ પરિણામ થાય છે તેને "કર્મ" એવું નામ આપેલું છે. જેવી રીતે કારણ અને ત્હેનું કાર્ય એ અનાદિસિદ્ધ નિયમથી બંધાયેલું છે, તેવીજ રીતે કર્મ અને ત્હેનું ફળ, એ પણ તેજ નિયમથી બંધાયેલું છે. જ્યાં "કારણ હોય ત્યાં કાર્ય ઉપજવુંજ જોઇએ" એ નિયમ, વિશ્વ રચાયું ત્યારથી ચાલ્યો આવે છે એમ અમારા તત્ત્વવેત્તાઓનું કહેવું છે.

આપણી વર્તમાન ક્રિયાઓ અને વિચારોમાં આપણી ભૂતકાળની ક્રિયાઓ અને વિચારોની અસર પણ રહેલી હોય છે; અને તેવીજ રીતે વર્તમાનમાં આપણે જે જે ક્રિયા અને વિચાર કરીશું તેની અસર આપણા ભવિષ્યત વિચાર અને કૃતિ ઉપર થાય છે. કર્મનો આ નિયમ કદી પણ ફરી શકતો નથી. હવે નિયમ એ શબ્દનો અર્થ શું, ત્હેનો પણ વિચાર અવશ્ય કરવો જોઇએ. કોઇ પણ બાબત જે કારણને લીધે દર વખતે એક સરખી રીતે બન્યા કરે તે કારણને "નિયમ" એવી સંજ્ઞા આપવામાં આવે છે. આપણે પ્રથમ કેટલાંક કાર્ય થએલાં જોઇએ અને તે પછી પણ તેજ પ્રમાણેનાં બીજાં કાર્ય વારંવાર થતાં જોઇએ, ત્યારે તેજ પ્રકારની કાર્યપરંપરા પુનઃ પુનઃ થયા કરશે એમ આપણને સહજ લાગે છે.

હિંદુ તત્ત્વજ્ઞાનીઓમાં જેમને નૈય્યાયિક નામથી ઓળખવામાં

આવે છે, તેમણે આ નિયમને વ્યાપ્તિ એવું નામ આપેલું છે. "અમુક એક બાબત બની એટલે ત્હેના કાર્યરૂપે બીજી પણ એક બાબત બનવાનીજ" એવું જે આપણા મનમાં આવે છે, ત્હેનું કારણ આપણો પૂર્વનો અનુભવજ છે એમ નૈય્યાયિકોનું માનવું છે. કોઈ કાર્યપરંપરા પૂર્વે આપણે જોયેલી હોય, તે તેવાજ રૂપમાં આપણા મનમાં સંસ્કાર રૂપે ગુંથાઈ રહે છે; અને ફરી જ્યારે આપણે તેજ પ્રકારનું કોઈ કાય થતું જોઇએ છીએ ત્યારે તરતજ, પેલા પૂર્વના અનુભવના જેવા વિચારો મનમાં જાગી આવે છે. આવા પ્રસંગે જે વિચાર—અથવા શાસ્ત્રીય ભાષામાં કહીએ તો જે તરંગ આપણા મનમાં ઉપજે છે તે તરંગ પોતાના બીજા તરંગ મિત્રોને માટે જગ્યા કરે છે; અને એવી રીતે પૂર્વની સર્વ કાર્યપરંપરા પુનઃ જેવીને તેવીજ આપણા ચિત્તમાં જાગ્રત થઇને તે કાર્યપરંપરા વડે સાંપ્રત કાર્યનું અવલોકન થાય છે; અને તે ઉપરથી "હવે આ કાર્યની પાછળ અમુક બીજું કાર્ય બનવાનું" એવું આપણા મનમાં આવે છે. આ પૂર્વ અનુભવનું નામ નિયમ; એવો નૈય્યાયિકોનો મત છે. ઉપર જણાવ્યા પ્રમાણેની જે કાર્યપરંપરા આપણા ચિત્તમાં વ્યાપી રહેલી છે, ત્હેનાજ એક વિશિષ્ટ સ્વરૂપને આપણે કારણ એ શબ્દથી સંબોધીએ છીએ. એજ વ્યાપી રહેનારી સ્થિતિને સંસ્કૃત ભાષામાં વ્યાપ્તિ એવું નામ કહે છે. પૂર્વે અમુક પ્રકારે કાંઇ કાર્યપરંપરા બની આવી હતી અને હમણાં પણ તે પરંપરામાંનું એકાદ કાર્ય બનતું જોવામાં આવે તો બાકીનાં કાર્ય પણ પૂર્વ પ્રમાણેજ બની આવશે, એવી જે કલ્પના આપણા ચિત્તમાં ઉપજે છે, તે કલ્પનાનેજ આપણે **નિયમ** અથવા **કાયદો** એવું નામ આપીએ છીએ. આથી એવું સિદ્ધ થાય છે કે, સૃષ્ટિમાં અમુક નિયમ અથવા કાયદા જેવું કાંઈ અસ્તિત્વમાંજ નથી. એટલા માટે "પૃથ્વીના મધ્યબિંદુમાં ગુરૂત્વાકર્ષણનું સામર્થ્ય હોવું,

એ નિયમ અથવા કાયદો છો" એમ કહેવું એ ભૂલ છે. "અમુક એક કાર્યપરંપરા ખાસ એકજ રીતે બને છે" એનો અનુભવ આપણને થયો એટલે આપણે તે રીતિને અથવા પદ્ધતિને નિયમ અથવા કાયદો એમ કહીએ છીએ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, તે નિયમ અથવા કાયદા સાથે વસ્તુ પોતે બંધાયેલી નથી પણ તે કાયદાની વ્યાપ્તિ માત્ર આપણા ચિત્તમાંજ રહેલી હોય છે. હવે આપણે કોઈ પણ નિયમ અથવા કાયદાને "વિશ્વવ્યાપી" કહીએ છીએ ત્હેનો અર્થ પણ સ્હમજવો જોઇએ. આ અર્થ સ્હમજવા માટે પ્રથમ વિશ્વ એટલે શું? ત્હેનો અર્થ નિશ્ચિત કરવો જોઇએ. દેશ, કાળ અને નિમિત્ત એ ત્રણ રેખાઓમાં સમસ્ત અસ્તિત્વ પૈકીનો જે ભાગ અંકિત કરી શકાય છે, તે ભાગને આપણે "વિશ્વ" એવું નામ આપીએ છીએ. યૂરોપિયન માનસશાસ્ત્રીઓએ એ ત્રણ રેખાઓને સ્પેસ, ટાઇમ અને કૉઝેશન એ નામ આપેલાં છે. એકંદર અસ્તિત્વ તો અમાપ—અનંત છે. તે પૈકી કાંઇકજ ભાગ—દેશ—કાલ—નિમિત્ત એ ઉપાધિથી બદ્ધ થએલો આપણને ભાસે છે, અને તેટલાજ ભાગને આપણે વિશ્વ એ સંજ્ઞાથી ઓળખીએ છીએ. ઉપાધિથી રહિત એવું અનંત અસ્તિત્વ તો ત્હેની પેલી પાર પણ અમાપપણે રહેલુંજ છે. આપણે જેને નિયમ અથવા કાયદો કહીએ છીએ, ત્હેનું અસ્તિત્વ વસ્તુતઃ નથી પણ માત્ર આપણા મનમાંજ—માન્યતામાંજ છે, એ આપણે આગળ સિદ્ધ કરી ગયા છીએ; તેવીજ રીતે વિશ્વવ્યાપી કાયદો આપણે જ્હેને કહીએ છીએ ત્હેનું અસ્તિત્વ પણ દેશ—કાલ—નિમિત્ત એ ઉપાધિથી બદ્ધ થએલા આ વિશ્વમાંજ હોવું શકય છે. એ ત્રિપુટીની બહાર રહેલા અનંત અસ્તિત્વમાં એ કાયદો હોવો શક્ય નથી. જ્હેને આપણે વિશ્વ કહીએ છીએ તે એ અનંત અસ્તિત્વની અપેક્ષાએ માત્ર વ્યષ્ટિરૂપજ છે. વ્યષ્ટિ એટલે કે અનેક પૈકી

એક. જેમ ગામ એ સમષ્ટિ છે, તો ઘર એ વ્યષ્ટિ છે. અરણ્ય એ સમષ્ટિ છે, તો વૃક્ષ એ વ્યષ્ટિ છે. એવીજ રીતે અનંત અસ્તિત્વ રૂપ સમષ્ટિ પૈકી જેટલો ભાગ કોઇ પણ રીતે આપણા મનમાં લાવી શકાય છે—કલ્પી શકાય છે, માત્ર તેટલાજ ભાગને આપણે વિશ્વ કહીએ છીએ; અને તેથી "અનંત અસ્તિત્વ" એ સમષ્ટિ રૂપ હોઇને "વિશ્વ" એ વ્યષ્ટિરૂપ છે. મતલબ કે, આપણને જે જે દેખાય છે, જ્હેનો આપણે સ્પર્શ કરી શકીએ છીએ, આપણે જે જે સાંભળીએ છીએ, જે જે વિચારી શકીએ છીએ અને જ્હેની આપણે કલ્પના કરીએ છીએ; તેટલાજ અસ્તિત્વને આપણે "વિશ્વ" એવી સંજ્ઞા આપીએ છીએ અને તેથી કરીને આપણે જ્હેને કાયદા કહીએ છીએ ત્હેની વ્યાપ્તિ પણ એટલા વિશ્વ પુરતીજ હોવાનું સ્પષ્ટજ છે. એ વિશ્વની પેલી પારના અસ્તિત્વમાં માત્ર કલ્પનાથી પણ જ્યારે આપણું મન પ્રવેશ કરી શકતું નથી, તો પછી ત્યાં આપણો એ કાયદા તો કેવીજ રીતે લાગુ કરી શકવાના ? તે અનંત અસ્તિત્વને તુલના દ્વારા સમજવા માટે તેના જેવી બીજી કોઈ વસ્તુજ આપણા મનમાં તૈયાર નથી. "અમુક કારણ અને અમુક ત્હેનું કાર્ય" એનો નિશ્ચય કરવા સારૂ આપણી પાસે કોઈ પણ સાધનજ તૈયાર નથી. જે પણ વસ્તુ નામ અને રૂપને ધારણ કરે છે, ત્હેનેજ નિયમ—કાયદાનું બંધન લાગુ પડે છે. જ્યાં આપણું મનજ પહોંચી શકતું નથી, ત્યાં દેશ—કાલ—નિમિત્ત એ ત્રૈપાત્રયીનું અસ્તિત્વ સંભવીજ શકતું નથી; અને જ્યાં એનું અસ્તિત્વ નથી ત્યાં નામરૂપ પણ નથી. આ ઉપરથી એક વાત આપોઆપજ સિદ્ધ થાય છે કે, મનની અમુક ખાસ સ્થિતિને "સ્વતંત્ર ઇચ્છા" એવું જે નામ આપણે આપીએ છીએ ત્હેનું પણ અસ્તિત્વજ નથી. 'સ્વતંત્ર' અને 'ઇચ્છા' એ બન્ને શબ્દોની સંધિ કરવી, અથવા બન્ને શબ્દોનો એકત્ર ઉચ્ચાર કરવો એ "વંઝા

પુત્ર" ના જેવો અર્થશૂન્ય શબ્દ ઉચ્ચારવા બરાબર છે. 'સ્વતંત્ર' અને 'ઇચ્છા' એ શબ્દોજ પરસ્પર વિરૂદ્ધ અર્થને દર્શાવનારા છે. ઇચ્છાનું અસ્તિત્વ કલ્પના ઉપર અવલંબીત છે; કલ્પના વિશ્વમાં બંધાયેલી છે; અને વિશ્વ એ દેશ–કાલ–નિમિત્તથી બદ્ધ છે. તો પછી આવા બદ્ધ વસ્તુઓના સમુહથી મુક્ત–સ્વતંત્ર–ઇચ્છા કેવી રીતે બની શકે? જે પણ વસ્તુનું આપણને જ્ઞાન થયું હોય અથવા થવાનો સંભવ હોય, તેની પ્રત્યેક વસ્તુ અને તે જ્ઞાન, પૂર્વના નિમિત્તથીજ ઉદ્ભવેલાં હોય છે; અને તે પૂર્વ નિમિત્ત પણ સ્વતંત્ર–સ્વતઃસિદ્ધ હોતું નથી. જે વસ્તુ આજે આપણને કાર્યરૂપે દેખાય છે, તેજ વસ્તુ તેના ઉપર બીજી કોઈવસ્તુનો આઘાત થતાં કારણરૂપ થવાનો સંભવ છે. આથી સિદ્ધ થાય છે કે વસ્તુનિર્મિત જ્ઞાન સ્વતંત્ર નથી; પરંતુ વસ્તુના આઘાતને લીધે જે મૂળ વસ્તુએ એ જ્ઞાનનું રૂપ ધારણ કર્યું છે, તે મૂળરૂપ તો સ્વતંત્રજ છે. જ્યારે એ જ્ઞાન દેશ–કાલ–અને કારણની હદથી બહાર જાય છે, ત્યારે તે સ્વતંત્ર થાય છે; એટલે કે પોતાના મૂળરૂપમાં ભળી જાય છે. તે જ્ઞાન મૂળથીજ સ્વતંત્ર છે, પણ દેશ–કાલ–નમિત્તથી બદ્ધ થઇને વસ્તુ અને જ્ઞાન એ સ્વરૂપમાં આવે છે, અને દેશ–કાલ–નિમિત્તનું અસ્તિત્વ ઓળંગ્યું એટલે તરતજ ત્હેની પરતંત્રતા નષ્ટ થઇને તે પોતાના મૂળ સ્વતંત્રરૂપે બની રહે છે. હવે પાછો આ પ્રશ્ન ઉઠે છે કે આ વિશ્વ ઉપજ્યું છે ક્યાંથી, સ્થિત રહ્યું છે ક્યાં અને તેનું પર્યવસાન ક્યાં થાય છે? એ પ્રશ્નનો ઉત્તર એવો આપવામાં આવે છે કે, વિશ્વની ઉત્પત્તિ પૂર્ણતામાંથી થઇ, બંધનમાં તેના સ્થિતિ–અસ્તિત્વ છે, અને પૂર્વની પૂર્ણાવસ્થા એજ તેના લયનું સ્થાન છે. એટલા માટે મનુષ્ય પ્રાણી પૂર્ણ છે, એમ જ્યારે આપણે કહીએ છીએ, ત્યારે અનંત અસ્તિત્વના એક અત્યંત સૂક્ષ્મ ભાગ વિષેજ બોલીએ છીએ; એ લક્ષ્યમાં રાખવું જોઇએ. આપણું આ

શરીર અને મન તો શું પણ આ સઘળું વિશ્વ પણ અનંત અસ્તિત્વનો એક અતિ સૂક્ષ્મ અંશ માત્ર છે. આપણા સર્વ પ્રાણી પદાર્થોને લગતા નિયમો, બંધનો, સુખો, દુઃખો અને આશાઓ એ સઘળું ગમે તેટલું વિસ્તૃત હોય અને થાય તોપણ તે બધું આ બિંદુરૂપ વિશ્વ અંદરજ છે. આપણી સર્વ ઉન્નતિ અને અવનતિઓ એ સૂક્ષ્મ બિંદુમાંજ રહેલી છે. તો પછી આ સર્વ વિશ્વ નિરંતર ચાલ્યા કરશે; આપણું મન અને શરીર ઉત્પન્ન થયા કરશે અને આ દૃશ્ય જગતના પ્રતિબિંબ રૂપ સ્વર્ગની ઇચ્છા કરવી એ કેટલી બધી મૂર્ખતા છે ! અનેક બંધનો અને મર્યાદાઓમાં ગુંથાયલા તેમજ અનંતરૂપી મહાસાગરના એકાદ અતિ તુચ્છ બિંદુરૂપ વિશ્વનેજ સર્વશ્રેષ્ઠ માની લઇ અનંતકાળ પર્યંત તેનાજ કીટ બની રહેવું અને વારંવાર એનેજ મેળવવાની ઇચ્છા રાખીને ધર્મ કર્મ કરવાં એ ખરેખર બાલીશતાજ છે. આવા મનુષ્યોને સુની સુનાઈ વાતો ઉપરથી સત્ય સુખની અથવા તો દૃશ્ય સુખની ઇચ્છા થાય છે તોપણ તેઓ કૂપ મંડુકની પેઠે પોતે જે સ્થળ અને જે સ્થિતિમાં છે ત્હેનાથી ઉચ્ચતર કોઈ પણ સ્થળ યા સ્થિતિ હશે કે નહિ ત્હેની કલ્પના સુદ્ધાં પણ કરવાને શક્તિવાન હોતા નથી. જે વસ્તુસ્થિતિ તેઓ અનુભવે છે તેનાથી વિશેષતાવાળી બીજી કોઈ પરસ્થિતિ હશે કે નહિ તેનીજ કલ્પના ત્હેને સ્વપ્નમાં પણ નથી આવી શકતી, તો પછી પોતાના અનાદિ અનંત સચ્ચિદાનંદમય સ્વરૂપનો ખ્યાલ તો આવેજ ક્યાંથી ? અનેક શરીરો અને વસ્તુઓનો વિનાશ થયા કરતો હમેશ જોવા છતાં પણ પોતાની અહંતા મમતા માંની વસ્તુઓને નિરંતરનીજ માનવાની લાલચ છુટતી નથી. આવા પ્રાણીઓ બિચારા આવી અનેકવિધ આશા તૃષ્ણાઓમાં રાત્રિ દિવસ ગોથાં ખાયા કરી તેની તૃપ્તિને માટે દૂરથી દેખવા માત્ર એવું મૃગજળ પીવાને માટે અનેકવિધ દુઃખ અને શ્રમ વેઠીને દોડયાજ

કરે છે. આપણા આ બિંદુ માત્ર વિશ્વની બહાર અનંત અસ્તિત્વ છે, અને તેનામાં આવાં અનંતકોટી વિશ્વો, અનંત પ્રકારની સુખકર વસ્તુઓ, અનંત પ્રકારનો અનંતકોટી જીવનોની વસ્તિ, અનંત પ્રકારના કાયદા, અનંત રાષ્ટ્રો અને અનંત સંસ્કૃતિ વિકૃતિ વગેરે વગેરે અનંતકોટી વસ્તુ સ્થિતિઓ અને અનંત કોટી દેશ, કાળ, અને કારણો ભરપુરપણે રહેલાં છે; અને એ સઘળું હોવા છતાં પણ તે સર્વની બહાર પણ તે સર્વથી પર, શુદ્ધ, અને સચ્ચિદાનંદમય અનંત અસ્તિત્વ અગાધ—અમાપપણે રહેલુંજ છે. આ જગતમાંના કેટલાક તારા અને સૂર્ય મંડળોનો જ વિસ્તાર અને અંતર એટલાં અમાપ છે કે પુસ્તકોનાં પુસ્તકો ભરીને મીંડાં ચડાવવામાં આવે તોપણ તેનું માપ જડી શકે તેમ નથી; તો પછી એનાથી અનંતગણું મ્હોટું આ વિશ્વ અને તેનાથી અનંતગણા વિસ્તારવાળું તે અનંત અસ્તિત્વ એના વિસ્તારની તો વાતજ શી ? આટલા વિવેચનથી સ્હમજાશે કે, તે અનંત અનુપમ મહતો મહિયાન અસ્તિત્વનો આ વિશ્વ એ કેટલો બધો તુચ્છાતિ તુચ્છ ભાગ છે; અને તેમાં પણ આપણું સૂર્ય મંડળ, તેમાં પણ આપણી પૃથ્વી, આપણો દેશ અને તેમાં પણ આપણું ગ્રામ અને ગૃહ એ કેટલી તુચ્છાતિ તુચ્છ છે ! ! જો આપણને ખરેખરી મુક્તિ—સ્વાતંત્ય મેળવવાની ઇચ્છા હોય તો તે આપણને આખું વિશ્વ મળવાથી પણ મળી શકશે નહિ. એને મેળવવા માટે તો આપણે આ દસ્યા દસ્ય વિશ્વથી બહારજ નિકળવું જોઇએ—પર થવું જોઇએ. પૂર્ણ સમતા અથવા ક્રિશ્ચિયન લોકો જ્હેને સર્વ—જ્ઞાનાતિત શાંતિના નામથી ઓળખે છે તે શાંતિ તો ત્હમને આ જગતમાં, સ્વર્ગમાં, અથવા તો જ્યાં પણ આપણા વિચારો, કલ્પનાશક્તિ અને જ્ઞાનશક્તિ પહોંચી શકે છે ત્હેવા કોઈ પણ સ્થળમાં મળી શકવાની નથી. કારણકે એ સર્વે સ્થાનો આપણા વિશ્વમાંજ મર્યાદિત છે, અને દેશ—કાળ અને કારણ વડે બદ્ધ થયેલાં

છે. આપણી આ પૃથ્વી, સ્વર્ગ અને બ્રહ્મ લોકની પણ બહાર નિરાળાજ પ્રકારનું કોઇ સ્થાન હોઇ શકે, અને તે સ્થાન અધિક સુખકર વસ્તુઓ અને વૈભવોથી પરિપૂર્ણ હોઇ શકે; પરંતુ જ્યાં સુધી ત્હેનું અસ્તિત્વ આ અમાપ વિશ્વની બહાર નથી, ત્યાંસુધી તે સ્થાન પણ દેશ–કાલ અને કારણનું ઉલ્લંઘન કરી શકતું નથી અને ત્યાં સુધી તે વિશ્વના કાયદાથી બંધાયલુંજ રહેવાનું. એટલા માટે મુક્તિનો માર્ગ આ વિશ્વથી–પર બહાર–જઇનેજ શોધવો જોઇએ. મતલબ કે આ **વિશ્વનો જ્યાં છેડો આવે છે–સમાપ્તિ થાય છે ત્યાંથીજ ખરા ધર્મ માર્ગનો આરંભ થાય છે.** સર્વ પ્રકારનાં સુખ દુઃખ અને વસ્તુ જ્ઞાનોનો અહિંયાં લય થાય છે, અને ત્યાંથીજ સત્ય જ્ઞાનનો પ્રારંભ થાય છે.

જ્યાં સુધી દેહાધ્યાસનો–**દેહો હું ભાવને અને તેવા મિથ્યાભાવવાળા જીવનની અને સુખની ક્ષુદ્ર કલ્પનાઓ અને તૃષ્ણાઓને આપણે દૂર મૂકી નથી ત્યાં સુધી મુક્તિનો સાચો માર્ગ મળવાનો સ્વપ્ને પણ સંભવ નથી.** આથી નિઃસંશય પણે સિદ્ધ થાય છે કે, મનુષ્ય જીવનનો ખરો હેતુ જે "મુક્તિ" ત્હેને મેળવવા માટે આપણે આ અજ્ઞાનજન્ય અને વિષય તૃષ્ણામય સ્થૂળ સૂક્ષ્મ શરીરોમાંથી, આ વિશ્વમાંથી, આ મન અને બુદ્ધિ વગેરેમાંથી અને આ સમગ્ર મર્યાદિત અને બંધનયુક્ત વસ્તુસ્થિતિઓમાંથી અહંતા મમતા રૂપ અધ્યાસને અને અધ્યાસને લીધે ઉપજેલી આસક્તિઓ તથા કલ્પનાઓને ત્યજી દેવી જોઇએ. આપણે તેમ કરી શકીશું તેજ ક્ષણે આપણે મુક્ત થઇ જઇશું. બંધનમાંથી છૂટવાનો બસ એ એકજ માર્ગ છે, અને તે ટુંકમાં એજ કે દેશ, કાળ અને કારણમય આ વિશ્વની પેલી પાર જવું.

"વિશ્વથી પર થાઓ" એ બોલવું જેટલું સ્હેલું છે તેટલુંજ

કઠિન છે. આ કઠિનતા કાંઇ બહારથી કોઈ આપતું નથી. આપણે પોતેજ બીજી ત્રીજી બાબતોમાં મોહી રહીને પૂર્ણ એક નિષ્ઠાથી મુખ્યપણે અને ખરી જીજ્ઞાસાથી ત્હેની પાછળ મંડી પડતા નથી એજ માત્ર નડતર કે કઠિનતા જે કહો તે એમાં છે. આમ માત્ર પોતાનીજ મૂર્ખતા કારણ રૂપ હોઇને તેને દૂર કરવા ઇચ્છનાર હરકોઇ તેને દૂર કરી ખરે માર્ગે લાગી શકે તેમ છે; છતાં દુઃખની વાત છે કે હજારોમાંથી કોઇકજ એ માર્ગે વળે છે અને વળેલામાંથી કોઇકજ સાધ્ય કરી શકે છે.* એ મુક્તાવસ્થા સાધ્ય કરવાને માટે અમારા ગ્રંથોમાં બે માર્ગ દર્શાવેલા છે. એક 'નેતિ' 'નેતિ,' (આ નહિ, આ નહિ, ) અને બીજો 'ઇતિ' 'ઇતિ', ( આ, આ. ) પહેલો માર્ગ નિષેધ–ત્યાગરૂપ છે, અને બીજો માર્ગ વિધિરૂપ–કર્મરૂપ છે. એમાંનો નિષેધ રૂપ માર્ગ ટુંકો છે તેટલોજ કઠિન છે. પુષ્કળ મનોબળ અને પ્રચંડ ઇચ્છા શક્તિ જહેને પ્રાપ્ત થયાં હોય તેજ મનુષ્ય એ માર્ગે જઈ શકે છે. મનમાં કોઇ પણ પ્રકારની સુખેચ્છા કે અંતરાય ઉત્પન્ન થતાંજ તે મજબૂતીથી કહી દેવાનો કે "ખબરદાર દૂર રહે! ચાલ્યું જા ત્હારી મ્હને જરૂર નથી;" ત્હેનું મન અને શરીર ત્હેને અનુકુળ બનતું ચાલે છે, પરંતુ એટલી તિવ્ર જીજ્ઞાસા અને શક્તિ ધરાવનાર આ જગતમાં કોઈ કોઇકજ મળે છે. એટલા માટે કોઈ કોઇ અસામાન્ય વ્યક્તિઓને× બાદ કરતાં સર્વ મનુષ્યો બીજા માર્ગ નોજ કર્મમાર્ગનોજ સ્વિકાર કરે છે. તેઓ જગતમાંનાં અનેક

* मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यतता मपि सिद्धानां कश्चिन्मांवेत्ति तत्वतः ॥
श्री. भ. गी.

× બુદ્ધ, ચૈતન્ય, શંકર, રામદાસ, દયાનંદ, વિવેકાનંદ, રામતીર્થ ઈ. મહાન યતિવરો એવી અસામાન્ય કોટીમાં ગણાય. મંત્રી. સ. સા.

બંધનોનો—અનુભવ અને ઉપયોગ કરીને બંધન મુક્ત થાય છે. એક કાંટાથી બીજો કાંટો કાઢીને છેવટે જેમ બન્ને કાંટા ફેંકી દેવામાં આવે છે; તેવીજ રીતે એક પ્રકારના બંધનથી બીજા પ્રકારનું બંધન તોડી નાખીને છેવટે તેઓ ઉભયથી મુક્ત થવાય છે. આ બીજો માર્ગ પણ વસ્તુતઃ ત્યાગનોજ હોઇને ત્હેનું પર્યવસાન પણ છેવટે 'નેતિ' એ માર્ગમાંજ છે; પરંતુ જેને તિવ્ર જીજ્ઞાસા—મોક્ષની અસામાન્યતા લાગેલી નથી એવા સામાન્ય મનુષ્યો માટે તે બંધ બેસતો છે, કેમકે તે ધીરે ધીરે સાધ્ય થઇ શકે એવો હોઇ કષ્ટપ્રદ થઇ પડતો નથી. મહાન પુરૂષો પોતાના અનુભવ અને પરિણામપૂર્વક અસાર વસ્તુસ્થિતિઓને અસારરૂપે ગમે તેટલી ઉપદેશી ગયા હોય તે વાત આ બીજા વર્ગવાળાઓને બહુ અસર કરતી નથી. તેઓ જગતની એક બીજાથી ચ્હડીઆતી વસ્તુસ્થિતિઓને જાતે અનુભવી તથા ભોગવીને તે પછીજ તેમાં વિશેષ પ્રમાણમાં રહેલી અસારતા, નશ્વરતા અને દુઃખરૂપતાનો નિર્ણય કરી શકે છે. આ પ્રકાર જેમ જેમ આગળ વધતો ચાલે છે તેમ તેમ તે તે વસ્તુસ્થિતિઓ ઉપરથી તેમનું મન ધીમે ધીમે ઉપરામ થતું ચાલે છે. આવો આ વિધિમાર્ગ—કર્મમાર્ગ છે. ઉપર જણાવેલો પહેલો "નેતિ" માર્ગ વિવેક પ્રધાન હોઇ ત્હેનું નામ **જ્ઞાનયોગ** અથવા **સાંખ્યયોગ** એવું છે. બીજા માર્ગનું નામ **કર્મયોગ** હોઇને તે અનુભવ પ્રધાન છે. જ્ઞાનયોગમાં પૂર્ણ વિવેકપૂર્વક—અગમ બુદ્ધિથી કર્મનો સંન્યાસ—ત્યાગ કરવાનો હોય છે; અને બીજા માર્ગમાં કર્મોનો ત્યાગ કરવાનો નથી. વિશ્વમાં પ્રત્યેક પ્રાણી માત્રને કોઇને કોઇ પણ કર્મ કરવાનું કર્ત્તવ્ય—ફરજ રહેલીજ હોય છે. માત્ર જ્હેનું મન આત્મામાંજ સંતુષ્ટ રહેતું હોય અથવા આત્માભ્યાસમાંજ સંલગ્ન રહી શકતું હોય, જ્હેમની બુદ્ધિ આત્માથી નીચલા અનાત્મ પ્રદેશમાં આસક્ત થતી નથી, અને આત્મા એજ જેઓનું

સર્વસ્વ થઇ રહેલું હોય છે; ત્હેઓને માટેજ માત્ર અન્ય ક્રિયાઓ કર્તવ્યરૂપ–ફરજરૂપ હોતી નથી. જે પ્રમાણે ઉંચેથી પડનારો પાણીનો ધોધ નીચા પ્રદેશમાં પડતાંજ પ્રથમ તો ખાડામાં પડી ત્યાં જોરથી ભમરી ખાઈ ચક્રાકાર ફરીને તે પછીજ પ્રવાહના આકારમાં સીધો ગતિમાન થાય છે, ત્હેના જેવીજ મનુષ્ય પ્રાણીની ગતિ છે. શરૂઆતની–પામર વિષયી દશામાં તે દેશ કાળ અને કારણથી બનેલા આ સંસારરૂપી પ્રવાહમાં તણાઇ વ્યવહારરૂપી ખાડામાં અનેક પ્રકારના વમળ ચક્રમાં ખૂબ ફરી નીચો ઉંચો થાય છે, અથડાય છે અને કુટાય છે. મ્હારો પિતા, મ્હારો ભાઇ, મ્હારૂં ધન, મ્હારૂં ધામ, મ્હારૂં નામ, મ્હારી કીર્તિ ઇત્યાદિ પોકારો કરે છે; અને અંતે તે સર્વનો ખરો સ્વાદ અનુભવ્યા પછી ત્હેમાંથી બહાર નીકળી પોતાના મૂળ સ્વરૂપ ભૂત સત્ય પૂર્ણ સુખ સ્વાતંત્ર્યના સીધા સાદા દિવ્ય પ્રવાહ માર્ગ તરફ આવે છે. સર્વ જગતની એજ સ્થિતિ છે. જાણે કે અજાણે પણ આપણે સર્વ, આ જગદ્રૂપી સ્વપ્નમાંથી જાગ્રત થવાના પ્રયત્ન કરી રહ્યા છીએ. આ સંસારરૂપી ભમરીમાં જે જે અનુભવો આપણને પ્રાપ્ત થાય છે, તે સર્વનો એજ ઉદ્દેશ હોય છે કે, તેઓનો અનુભવ લઇ આપણ તે ભમરીમાંથી છુટી ખરી સ્થિતિએ પહોંચીએ. આપણે નિત્ય જોઇએ છીએ કે સઘળું વિશ્વ ક્રિયાપરાયણ છે. સઘળાં કાર્ય કરવાનો ઉદ્દેશ શું? મુક્તિ–સ્વાતંત્ર્ય એજ એ સર્વ કાર્યનો અંતિમ હેતુ હોય છે;–પછી તે સમજણપૂર્વક હો કે અજ્ઞાનપૂર્વક હો. જગતમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ પરમાણુંથી લઇને મ્હોટામાં મ્હોટા પ્રાણી પર્યંત, સર્વ પ્રાણી માત્ર મુક્તિનેજ માટે પ્રયત્ન કરી રહ્યાં છે. આ શરીર બંધનનો છુટકારો થાય, મનોબંધનનો ત્યાગ થાય, અને આત્માને મુક્તિ મળે એ હેતુથીજ આ સઘળી ધમાલ અને પ્રત્યેક પ્રાણી પદાર્થની ગતિ ચાલ્યા કરે છે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી

અને અહો પણ બંધનમાંથી મુક્ત થવાનેજ માટે ભ્રમણ કરી રહ્યા છે. શાસ્ત્રીયજ્ઞાનના અભાવને લીધેજ આ માર્ગમાં પ્રવાસ કરતાં દીર્ઘકાળ આપણને લાગે છે, અને અનેક ઠોકરો ખાવી પડે છે. જો કર્મયોગનું રહસ્ય બરાબર સમજવામાં આવે તો એ સર્વ અંતરાયો દૂર થઇ જાય. "કર્મયોગ" એ કર્મનું રહસ્ય દર્શાવનારૂં શાસ્ત્ર છે. કર્મોદ્વારા આપણી શક્તિને કેવી રીતે ખીલવવી અને તે શક્તિનો ઉપયોગ મુક્તિ તરફ કેવી રીતે કરવો, એ જ્ઞાન આપણને કર્મયોગથીજ પ્રાપ્ત થાય છે. આપણે અનંતકાળ સુધી કર્મ કર્યા કરીએ, તો પણ આપણાં કર્મ અશાસ્ત્રીય હોય, તો આપણામાં હોય તે શક્તિનો પણ ઉલટો અપવ્યય અને નાશ થઈ જાય છે, અને મુક્તિનો માર્ગ દૂર દૂર થતો જાય છે. રસાયનશાસ્ત્ર જેમજ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર દ્વારા પદાર્થોના બરોબર ગુણ અને ઉપયોગ સમજીને આપણે ક્ષુદ્ર જડ પદાર્થો પાસેથી પણ મ્હોટાં મ્હોટાં કાર્ય લઈ શકીએ છીએ અને અલ્પશક્તિથી જેમ પ્રચંડ કાર્યો સરળતાથી પાર પાડીએ છીએ તેવીજ રીતે કર્મયોગના સશાસ્ત્ર જ્ઞાનવડે ઇચ્છાશક્તિની યોગ્ય સંઘટના કરીને આપણે મુક્તિ પ્રાપ્ત કરી શકીએ છીએ. આ દુનિયા તો બે ઘડીનો બજાર માત્ર છે; આપણે નિરંતર વસવાનું સ્થાન—આપણું ઘર નથી. આ ચાલતા બજાર વચ્ચે કોઇક ઠેકાણે મડાગાંઠ પાડી વળગી પડવાથી કદી પણ ખરૂં સુખ—સ્વાતંત્ર્ય મળી શકનાર નથી. જો આપણને સ્વાતંત્ર્ય—મુક્તિની જરૂરજ છે, તો પછી ત્હેને માટે તો એ દુનિયાની પેલી પારજ શોધ કરવી જોઇશે. દેશ, કાળ અને કારણરૂપ આ જગતના બંધનમાંથી—હદમાંથી બહાર નિકળવાનો માર્ગ ધીરે ધીરે તોપણ દ્રઢતાપૂર્વક કાપવો જોઇએ.

એ બંધન—હદમાંથી સત્વર મુક્ત થવા માટે 'નેતિ' કહીને જગતના સર્વ મોહપાશ તોડી નાખનારા તિવ્ર જીજ્ઞાસુ પુરૂષો તો કોઇ-

કજ હોય છે. સર્પ કાંચળીનો ત્યાગ કરે તેવી રીતે દશ્ય માત્રની આસક્તિનો ત્યાગ કરી દઇ પરિણામે જગતનાં સર્વ બંધનથી રહિત થાય એવા વીરનરો પણ આ જગતમાં હોય છે તો ખરાજ; પરંતુ માત્ર કોઇ કોઇજ હોય છે. બાકીના સર્વ કોઈ સામાન્ય મનુષ્યોને માટે તો કર્મની જાળમાંથી પસાર થઇને જે મુક્તિ મેળવવાની હોય છે એ મુક્તિ પ્રત્યે જવાનો ઉત્તમ માર્ગ, રહસ્ય અને યુક્તિ તે આ કર્મયોગજ દર્શાવે છે.

કર્મયોગ કહે છે કે—"સદોદિત કર્મ કરો, પણ તે અલિપ્તપણે કરો." જગતમાંની કોઈ પણ વસ્તુ યા સ્થિતિને બદલા તરીકે—ફળ તરીકે મેળવવાની આસક્તિ તમારે રાખવાની નથી. આ જગતમાં જે કાંઈ અંતરાયો, અનેક પ્રકારનાં દુઃખ અને શોક વારંવાર આપણા જોવામાં આવે છે, તે સર્વ આ જગતનું મર્યાદિતપણું—નિર્ધનતા—નિઃસારતા—ક્ષણિકતા ઇત્યાદિ દર્શાવવાને માટેજ છે. આ જગતમાં પ્રાપ્ત થનારી ગરીબી અને શ્રીમંતાઇ બંને નાશવંત છે. આપણા પોતાના ખરા અસ્તિત્વ સાથે—આપણા સત્ય સ્વરૂપ સાથે એ ગરિમાઇ અને શ્રીમંતાઇ ઇત્યાદિ લૈકિક વસ્તુસ્થિતિઓનો યત્કિંચિત પણ સંબંધ નથી. આપણું નિત્ય—અનંત અસ્તિત્વ એ સર્વ વસ્તુસ્થિતિઓથી બીલકુલ પેલે પાર છે; એટલુંજ નહિ પણ પ્રત્યેક પદાર્થની અને કલ્પનાની પણ પેલે પાર છે. આપણા એ મૂળ સ્વરૂપ પ્રત્યે જવાનો આપણી અસલ સ્થિતિને પ્રાપ્ત કરવાનો માર્ગ કુશળતાપૂર્વક સદા કર્મ કરવામાં રહેલો છે. એટલા માટે આપણે આ સિદ્ધાંત સદાકાળ લક્ષમાં રાખવાનો છે કે "દુઃખની પ્રાપ્તિનું મૂળ કર્મ નથી પરંતુ કર્મ પ્રત્યેની ફળાસક્તિ છે." ફળની આસક્તિથી અને દેહ તથા કર્મમાં અહંતા મમતાપૂર્વક કર્મ કરવામાં આવે તોજ ત્હેનાથી ઉદ્દભવ થનારાં સુખ દુઃખો કર્તાને ભોગવવાંજ પડે છે. કોઇની એક અતિ સુંદર તસ-

બીજાની તસ્વીરનો નાશ થતો જોઇને આપણને વિશેષ દુઃખ લાગતું નથી; પરંતુ આપણી પોતાનીજ એકાદ સુંદર છબીનો નાશ કરાતો આપણા જોવામાં આવે તો આપણને કેટલું લાગી આવે? હવે ખરૂં જોતાં એમાં તસબીર તો આપણી અને બીજાની પણ સુંદરજ હતી; પરંતુ એકના નાશથી દુઃખ ન થયું અને બીજીના નાશથી દુઃખ થયું એનું કારણ શું? કારણ માત્ર એટલુંજ કે પેલી બીજાની તસબીરની સાથે આપણા મને અહંતા મમતારૂપ અધ્યાસ બાંધ્યો ન હતો, અને બીજી તસબીરની સાથે તે બાંધ્યો હતો. "હું" અને "મ્હારૂં" એ બે શબ્દમાંજ આખા જગતનાં સમસ્ત દુઃખો રહેલાં છે. આ વસ્તુ 'મ્હારી' છે એવી ભાવના થતાંજ ત્હેમાં આસક્તિ ઉત્પન્ન થાય છે અને આસક્તિ ઉત્પન્ન થઇ એટલે ત્હેની પ્રજારૂપ દુઃખો પણ આવવાનાં જ.

"હું" અને "મ્હારૂં" એ ભાવનાપૂર્વક જે પણ કર્મ યા વિચાર કરવામાં આવે છે તે કર્મ અગર વિચારના આપણે ગુલામ બની જઇએ છીએ. તત્ક્ષણજ માલિક–ધણીનું રૂપાન્તર ગુલામમાં થઇ જાય છે. 'હું' અને 'મ્હારૂં' એ વિચારરૂપી મોજાં ચિત્તમાં ઉત્પન્ન થવા માંડયાં એટલે તેની સાથે સાથેજ આપણે માટે ગુલામગીરીની શૃંખલા ઘડાતી જાય છે અને 'હું' અને 'મ્હારૂં' એ અધ્યાસ જેમ જેમ વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ આપણી શૃંખલા અધિકતર જડ અને કષ્ટપ્રદ થતી જાય છે. એટલા માટેજ કર્મયોગ કહે છે કે, આ જગતરૂપી એક મહાન અને અતિ સુંદર ચિત્ર જગકર્તાએ ચિતરેલું છે તેના દ્રષ્ટારૂપેજ રહીને તેના દર્શનનો આનંદ લૂટો, અને તેમાં શીખવા જેવું હોય તે શીખો; પરંતુ ત્હેમાં લેશ માત્ર આસક્તિ, મમતા કે હીનતા થઇ જાય નહિ તેની ખાસ કાળજી રાખજો. આ જગતમાંની કોઇ પણ વસ્તુ યા સ્થિતિ પ્રત્યે "મ્હારી" એવો અસત્ય શબ્દ કદી પણ વિચારમાં કે ઉચ્ચારમાં લાવશો

નહિ. "મ્હારૂં" એ શબ્દ મનમાં કે મુખમાં આવતાંની સાથેજ આપણા માટે દુઃખનું બીજ રોપાય છે. આપણી આસપાસનાં અને બીજા પેઠે સર્વ મનુષ્યોને પ્રભુનાં બાળકો તરીકે સમજીને તથા તેમની પ્રત્યેક કૃતિને બાળલીલા તરીકે જોઇને આનંદ કરો, એ બાળકો અને એ ક્રિયાઓ પ્રત્યે "મ્હારૂં" એવો વિચાર પણ આવવા ન દેતા. 'મ્હારૂં' ઘર, 'મ્હારૂં' શરીર, એમ પણ માનશો કે બોલશો નહિ. 'મમતા' એજ સર્વ દુઃખ અને સંકટોનું મૂળ છે. વાસ્તવિક જોતાં શરીર ત્હમારૂં નથી, મ્હારૂં પણ નથી, અને કોઇનું પણ નથી. સૃષ્ટિના કાયદાનુસાર હજારો દેહ આવે છે અને જાય છે; અને ત્હેના જવા આવવામાં આપણે માત્ર સાક્ષીભૂતજ છીએ. જો માત્ર એકલા શરીરની યોગ્યતા જોઇએ તો એક ભિંત અથવા ચિત્રથી અધિક નથી. તો પછી આપણે એ માટીના ગોળા સાથે એટલા બધા આસક્ત શા માટે થવું જોઇએ? એકાદ ચિત્રકારને બોલાવી કોઈ ચિત્ર કઢાવે છે, તો તે મનુષ્ય ચિત્ર કાઢી આપીને ચાલતો થાય છે, અને પછી એ ચિત્ર સંબંધીની વાત ત્હેના સ્મરણમાં પણ હોતી નથી; પરંતુ ત્હેજ મનુષ્ય જ્યારે ચિત્ર 'મ્હારૂં' છે, એવી ભાવના કરે છે કે, તત્કાળજ એક નવું બંધન ઉત્પન્ન થાય છે, અને એ બંધન ઉત્પન્ન થતાં સાથેજ ત્હેનાં સહચારી જે દુઃખો તે પણ આવવાનાંજ.

એટલા માટે કર્મયોગ પોકારી પોકારીને કહે છે, 'હું' અને 'મ્હારૂં' એ ખોટી ભાવનાનો—એ ખોટા અધ્યાસનો પ્રથમજ ત્યાગ કરો; અને એ ભાવના ઉપર પૂર્ણ સ્વામીત્વ પ્રાપ્ત થાય, એટલે એને આંતરમાં દૃઢ કરીને ચિત્તમાં અહંપણાના એક પણ મોજાને ઉત્પન્ન થવા દેશો નહિ. બસ, એટલું સાધ્ય થયું એટલે પછી જગતમાં ગમે ત્યાં વિચરો, ગમે તેટલાં કર્મ કરો પણ જરા સરખું પાપ ત્હમને લેશ માત્ર સ્પર્શ કરી શકનાનું નથી. જન્મથીજ

કમળ પાણીની અંદર રહે છે, પણ પાણી ત્હેને ચોંટી શકતું નથી; તેવીજ રીતે જ્યાં સુધી ત્હમારા મન ઉપર ત્હમારૂં સ્વામીત્વ છે ત્યાં સુધી પાપ અને દુઃખ ત્હમને સ્પર્શ કરી શકવાનાં નથી. આનું નામજ વૈરાગ્ય અને એજ ઉદાસવૃત્તિ. એવી ઉદાસવૃત્તિ વગર કોઇ પણ પ્રકારનો યોગ સાધ્ય થઇ શકતો નથી. એજ સર્વ યોગનો મૂળ પાયો છે, પણ ઉદાસવૃત્તિ એટલે શું એની કલ્પના બરાબર થવી જોઇએ. કોઈ મનુષ્ય ઘરબાર છોડી લંગોટી ધારણ કરી, કંદમૂળનો આહાર કરી અરણ્યવાસ કરે પરંતુ જો અંતરમાં ઉદાસવૃત્તિ—અનાસક્તિ ન આવી હોય અને પોતાના શરીરનેજ એ સર્વસ્વ માનીને અને તેના હિતનેજ ઇતિકર્ત્તવ્યતા માનતો હોય તો તે વિરક્ત નહિ પણ અનુરક્તજ છે. ઉદાસીનતા—અનાસક્તિને બાહ્ય વેશ સાથે કોઈ પણ જાતનો ફરજીયાત સંબંધ નથી, એનો મુખ્ય સંબંધ તો આંતર—મન સાથેજ છે. ' હું ' અને ' મ્હારૂં ' એ બંધનનો વાસ બાહ્ય દેહમાં નહોતાં અંતઃકરણમાંજ છે. ખરૂં છે કે, બાહ્ય વસ્તુ આનું જ્ઞાન થવામાં ઇંદ્રિયદ્વારા દેહ પણ કારણ બને છે, પણ તે વસ્તુઓ સાથે બાંધી લેનારી અહંતા મમતારૂપી શૃંખલા તો અંતઃકરણમાંજ તૈયાર થાય છે. એટલા માટે ' હું ' અને ' મ્હારૂં ' એ ભાવના દૂર થઇને બાહ્ય પદાર્થ સાથેનો આપણો અધ્યાસ તુટયો એટલે પછી અનાસક્તિ—ઉદાસીનતા—આપોઆપજ પ્રાપ્ત થવાની. એકાદ મનુષ્ય રાજા હોઇને સર્વ પ્રકારના ભોગ ભોગવતો હોય તો પણ ઉદાસીન હોઈ શકે, અને બીજો એકાદ લંગોટી ધારણ કરીને પણ અત્યંત આસક્ત હોઈ શકે. એટલા માટે **કર્મમાર્ગમાં પણ પ્રથમ ઉદાસવૃત્તિ પ્રાપ્ત કરવી અને પછીજ કાર્યપરાયણ થવું જોઇએ.** એ ઉદાસીનવૃત્તિ કેવી રીતે પ્રાપ્ત કરવી એ જો કે દુર્લભ છે તો પણ એ માર્ગ કર્મયોગ સારી રીતે દર્શાવે છે.

આસક્તિનો ત્યાગ કરવા માટે કર્મયોગમાં જે માર્ગ દર્શાવેલા

છે. એક માર્ગ નિરીશ્વરવાદી લોકોને માટે છે. જેઓને પરમેશ્વરમાં તેમજ બહારની કોઈ પણ પ્રકારની મદદ માટે વિશ્વાસ હોતો નથી; તેવા લોકોએ પોતાની સ્વબુદ્ધિ અનુસાર જે કાર્ય સારૂં અને કરવા જેવું લાગે તે પોતાની ઇચ્છાથીજ કરવું જોઇએ. ત્હેમને માટે ત્હેમની સદસદ વિવેકબુદ્ધિજ મ્હોટા આધારરૂપ છે. ત્હેમણે મનને ઉદાર રાખી સ્તુતિ નિંદાની, સુખ દુઃખની અને જયાજયની પરવા ન કરતાં પોતાના કાર્યમાં સારી પેઠે જોડાઈ જવું જોઇએ.

પરમેશ્વરમાં વિશ્વાસ હોય તેવાઓને માટે બીજો માર્ગ કહેલો છે, અને તે ઘણો સુગમ છે. એવા મનુષ્યોએ સદૈવ પોતાના કર્તવ્ય-પરાયણ રહીને સર્વ કાર્ય કૃષ્ણાર્પણ કરવાં જોઇએ, અને પ્રભુ પ્રિત્યર્થેજ કરીને પ્રભુની કૃપા અથવા સન્નિદ્ધિ સિવાય અન્ય કશાજ ફળની કામના રાખવી જોઇએ નહિ. તેઓ જે કાંઈ જુએ, સાંભળે, બોલે, વિચાર કરે, અને કાંઈ પણ કર્મ કરે, તે સઘળું ઇશ્વરનેજ અર્પણ કરે છે. પોતાને હાથે જે કાંઈ શુભ કર્મ બને છે તેને માટે તેઓ પોતાની જરા પણ સ્તુતિ કરતા નથી; કેમકે કાર્ય પરમેશ્વરનું અને તે તેની કૃપાથીજ કરાયલું માનીને તેને માટેની સ્તુતિ પણ પ્રભુ પ્રત્યેજ તેઓ યોગ્ય ધારે છે. સર્વ કર્મો પ્રભુનીજ મિલકત હોઇ આપણે તો પ્રભુના નિમિત્ત માત્ર અથવા આજ્ઞાધારક સેવક છીએ એમજ ધારીને અહંકારથી સદા તેમણે દૂરજ રહેવું જોઇએ; અને શુભ કર્મ કરવાની પ્રત્યેક પ્રેરણાને પ્રભુની આજ્ઞા માનવી જોઇએ. ત્હમે જે કાંઈ ઉપાસના કરો છો, જે જે કાંઈ જુઓ છો, અને જે કાંઈ કરો છો તે સઘળું ત્હેનેજ અર્પણ કરીને નિરાસક્તપણે રહો.*

* यत्करोषि यदश्नासि यज्जुहोषिददासियत् ।
यत्त पश्यसि कौंतेय कुरुष्वमदर्पणम् ॥ श्री. भ. गी.

પોતાની અંદરજ શાંત થાવ અને પરમ સુખ તથા શાંતિને અનુભવો. આપણું સઘળું શરીર, મન, વચન અને પ્રત્યેક કર્મનો પરમેશ્વરમાં સહાને માટે હોમ કરી નાખો. અમૂલ્યમાં અમૂલ્ય બાહ્ય પદાર્થોની આહુતી આપીને હોમ કરવા કરતાં ત્હમારા નાનકડા 'અહંપણાની' આહુતી એવા સંકલ્પ સાથે આપો કે, "રાત્રિ દિવસ સંપત્તિનો શોધ કરતાં કરતાં આ જગતમાં સર્વ સંપત્તિરૂપ તુંજ મ્હને સ્હમજાયો, માટે મ્હારો આત્મા ત્હારીજ અંદર અર્પણ કરૂં છું; પ્રીતિ પાત્રની શોધમાં સર્વ પ્રીતિનું પાત્ર તુંજ મ્હને મળ્યો, માટે મ્હારો આત્મા ત્હારીજ અંદર અર્પણ કરૂંછું." આ મંત્રનો અહર્નિશ જાપ જપો કે, "આ જગતમાં મ્હારા માટે કાંઈ પણ નથી, કોઇ પણ વસ્તુ સારી, નઠારી યા ગમે તેવી હોય, તેથી મ્હને શું, મ્હને બીજા કશાની પરવા નથી, હું સઘળું ત્હારીજ અંદર અર્પણ કરૂંછું." જ્યાં સુધી એ વિચાર રોમે રોમમાં, પ્રત્યેક નાડીમાં, અને આખા શરીરમાં નખથી તે શીખા પર્યંત વ્યાપી જાય ત્યાં સુધી, એ ભાવના સદાકાળ ભાવ્યા કરો. પોતાપણાનો હોમ ચાલુ રાખો. પરિણામે એ ભાવના ત્હમારા નખશિખ પર્યંત રોમેરોમમાં અને અણુએ અણુમાં વ્યાપી જશે અને ત્હમારા સ્વભાવ રૂપજ બની રહેશે. આવી યોગ્યતા આવ્યા પછી જોઇએ તો રણયુદ્ધમાં જઇને પોતાની પ્રચંડ વીર હાકથી મેઘને પણ ધ્રુજાવી દ્યો; પરંતુ તમે શાંત અને મુક્તાજ છો એમ ત્હમને સ્હમજાશે.

સામાન્ય વ્યવહારમાં આપણે જેને કર્તવ્ય કર્મ કહીએ છીએ, તે કર્મો કર્મયોગનાં કર્મોની અપેક્ષાએ હલકી પાયરીનાં છે, તો પણ તે કર્મો આપણે હરરોજ કરવાંજ પડે છે. પરિણામે આપણે જોઇએ છીએ કે આવાં કર્મો અત્યેતી વિશેષ કર્તવ્ય ભાવના દુઃખનુંજ કારણ થઇ પડે છે. આમ થતાં તે કર્મોનું "કર્તવ્ય" એ રૂપ મટી જાય

છે અને એક પ્રકારના વ્યાધિનું રૂપ ધારણ કરીને તે પ્રતિદિન આપણા ઉપર અધિકાધિક આક્રમણ કરી આપણું સઘળું જીવન નષ્ટપ્રાય: બનાવી દે છે. એવી રોગીષ્ટ દશામાં જે કાંઈ કરવાનું ચિત્તમાં આવે છે તે બધું કર્ત્તવ્યરૂપજ ભાસે છે. અને એવા કર્ત્તવ્યભ્રમના ચરખામાં આપણે એક વખત જઈ પડયા એટલે પછી આખા આયુષ્ય પર્યંત ત્હેમાંથી આપણો છુટકોજ થવાનો નહિ. ઉન્હાળાનો મધ્યાન્હ કાળનો સૂર્ય જેમ વસ્તુને બાળી નાખે છે તેમ એ કર્ત્તવ્યભ્રમ પણ આપણા આખા આયુષ્યની હોળી કરી નાખે છે. સંસારચક્રમાં પૂર્ણ ફસાવા સાથે કર્ત્તવ્યભ્રમને લીધે ગુલામની દશાએ પહોંચેલા આવા પામરો તરફ દૃષ્ટિપાત કરો જોઈએ ! સવારે ઉઠયા ત્યારથી ત્હેમનાં માની લીધેલાં કર્ત્તવ્યો ત્હેમની પૂઠે એવાં તો લાગી પડે છે કે ત્હેની આડે તે બિચારાઓને સ્નાન કરવાનો કે પ્રાર્થના કરવાનો પણ અવકાશ મળતો નથી. સવારથી તે રાત્રે સૂતાં સુધી એવાં કર્ત્તવ્યનો બોજો ત્હેમના ઉપર લાદેલોજ હોય છે. કામ ઉપરથી ઘેર આવ્યા એટલે કામને લગતા વિચારો ત્હેમનું માથું ખાયા કરે છે અને સ્વપ્નમાં પણ તે " કર્ત્તવ્ય પિશાચ " ત્હેમનો કેડો મૂકતો નથી. બિચારાઓને સારી ઉંઘ પણ આવવા પામતી નથી, એટલુંજ નહિ પણ અફસોસની વાત છે કે કર્ત્તવ્યના ભ્રમને વશ પડેલા તે પ્રાણીઓ એને એજ ભ્રમ અને શ્રમને લીધે જેમ એકાદ ટ્રામનો ઘોડો દોડતો દોડતો પડી જઈને મોઢામાં લગામ સહિત માર્ગમાંજ મરણને શરણ થાય છે ત્હેવીજ દશા આપણા એવા કર્ત્તવ્યના ગુલામોની થાય છે. આજકાલ સામાન્ય વ્યવહારમાં જેને આપણે " કર્ત્તવ્ય " નું નામ આપીએ છીએ ત્હેનો એવોજ પ્રકાર અને પરિણામ ચોતરફ આપણા જોવામાં આવે છે. નિર્વાહ અને સંગ્રહ વગેરેને માટે ધંધા નોકરીમાં અને ખાવા સુવા વગેરેમાં આવો વખત ગાળવો એની કાંઈ કર્ત્તવ્યમાં

ગણના ન કરાય. નિષ્કામ અનાસક્ત ચિત્તપૂર્વક અને વિવેકપૂર્વક કેવળ ઈશ્વરપ્રિત્યર્થ ઉન્નતિપ્રદ કર્મ કરવાં એનું નામજ કર્તવ્ય છે. ઈંદ્રિયસુખ, ધનસંગ્રહ વગેરેની કામનાનાજ ગુલામ આખો દિવસ બની રહેવું જોઈએ નહિ. ઇંદ્રિયો અને મનની તુચ્છ વાસનાઓ તૃપ્ત કરવા માટે વિવેક અને ધર્મરહિત કર્મો કરીને હેને "કર્તવ્ય" નું નામ આપવાનું અત્યારે બહુ સહેલું થઈ પડયું છે. ફાવે હેનું અપમાન કરવું, ફાવે તેમ જુઠ પ્રપંચ વિશ્વાસઘાત કરવાં, અને કોઇ સારો માણસ કાંઇક કહેવા માગે તો બચાવ કરવો કે, "શું કરવું, મ્હારૂં કર્તવ્ય હોવાથી મ્હારે કરવું પડે છે!" આવી રીતે પોતાની વિષયતૃષ્ણા—ધનતૃષ્ણાનો ખાડો સામો કળી ન જાય તેટલા માટે તેના ઉપર "કર્તવ્ય" ના શબ્દ પુષ્પ બિછાવી દેવામાં આવે છે. પોતાની ગમે તેવી સ્વાર્થમય પ્રવૃત્તિને દેશહિતનું, મિત્રહિતનું, લોકસેવાનું, વગેરે રૂપ આપી દઇને હેને ઓથે ગમે ત્હેવાં કામ અને સ્વાર્થ છુપાવી દેવામાં આવે છે. "કર્તવ્ય" શબ્દનો આજ અર્થ અત્યારે અનેક ઠેકાણે ઘુસી બેઠેલો જણાય છે!

એવી અને એથી પણ હલકી રીતે અનેક મનુષ્યો સંસારરૂપી કુવામાં ગોથાં ખાય છે; અને દ્રવ્ય ઇત્યાદિ ઇપ્સિત વસ્તુઓ પ્રાપ્ત કરવાને માટે જીવ સટોસટના પ્રયત્ન કરે છે. તેઓ "કર્તવ્ય" નો ખરો અર્થ સમજતા નથી. આવા મનુષ્યોના મનમાં જે જે કામો કરવાનાં આવે છે તે પોતાના સુખ સ્વાર્થને લીધેજ ઘણું કરીને આવે છે. અનેક જન્મોના અધ્યાસ અને મહાવરાને લીધે માણસને એમજ સમજાઇ ગયું હોય છે કે, ઇંદ્રિયજન્ય સુખ એજ સર્વસ્વ છે અને તે મેળવવાને માટે જે કાંઇ કામ કરવાં પડે તે સર્વ "કર્તવ્ય"જ છે.

દાખલા તરીકે—એક દેશમાં લગ્ન એ નામની ક્રિયા કે શબ્દજ નથી એટલે ત્યાં પતિપત્નીના કર્તવ્યની ભાવના પણ હોતી નથી.

આવા દેશમાં ગમે તે સ્ત્રી પુરૂષ ગમે ત્હેની સાથે અને ગમે તેટલાની સાથે વિષય વ્યવહાર કરીને પરિણામે અનેક વ્યાધિ ભોગવ્યા પછી તે એ લગ્ન કરવાનું શીખે છે. આ લગ્ન તેઓ પોતપોતાના સુખને માટેજ કરે છે; પરંતુ એવો રિવાજ લાંબો વખત ચાલતાં પછી " પતિ પત્નીનાં કર્ત્તવ્યો " નિર્માણ થવા માંડે છે.

જ્યારે કોઇ પણ વ્યાધિ પ્રખર સ્વરૂપમાં હોય છે ત્યારે ત્હેને આપણે રોગના નામથી ઓળખીએ છીએ, અને જ્યારે તે વ્યાધિ જીર્ણ–જુનો થઈ જઇને આપણી દૃષ્ટિમાં ન આવી શકે એવા રૂપમાં આવી જાય છે, ત્યારે ત્હેને વ્યાધિ તરીકે માનવાનું ભુલી જઇને " મ્હારી પ્રકૃતિજ એવી છે " એમ આપણે કહેવા માંડીએ છીએ. અર્થાત્ પેલા વ્યાધિનેજ પ્રકૃતિનું નામ આપી દઇએ છીએ. તેવીજ રીતે ઈંદ્રિયોના વિષયોમાં આસક્તિ એ વાસ્તવિકરીતે એક વ્યાધિજ હોવા છતાં તે વ્યાધિ દીર્ઘકાળ પર્યંત આપણા મનમાં રહેવાથી આપણે તે વ્યાધિને " કર્ત્તવ્ય " એવું ભપકાદાર નામ આપીએ છીએ.

જગત્માં જ્યાં ત્યાં બહુધા આવોજ વ્યવહાર પ્રચલીત છે. સામાન્ય વ્યવહારમાં જેને આપણે " કર્ત્તવ્ય " કહીએ છીએ ત્હેનો ઉપયોગ એટલાજ પુરતો હોય છે કે, તેથી આપણે પશુ ધર્મ સુધી પહોંચતા અટકીને કાંઈ પણ શુદ્ધિમાં રહીએ છીએ. નીચલી કોટીના મનુષ્યો કે, જેમની કલ્પનામાં ઉપલા કરતાં વધારે ઉચ્ચ પ્રકારનો વિચાર આવી શકતો નથી, તેઓની વધારે અધોગતી ન થાય એટલા પુરતાંજ એ " કર્ત્તવ્ય " ઉપયોગી છે, પણ જેઓને કર્મયોગીજ થવાની ઇચ્છા છે, તેઓએ તો કર્ત્તવ્યની એ સામાન્ય કલ્પનાને દૂરથીજ નવ ગજના નમસ્કાર કરવા જોઇએ. તમારા મ્હારા જેવાઓ માટે એવા પ્રકારનાં કર્ત્તવ્યો ઉપયોગી નથી. શરીર અને સંબંધીઓ વગેરેને માટે કરવા જેવું હોય તે બનતા પ્રકારે કરો; પણ તે કર્ત્તવ્યના " બાહ્ય "

થી બ્હીને ન કરો. આપણા જેવાઓએ તો કર્ત્તવ્યના નામનો ભૂત ઉભો કરીને કોઈ આપણને અમુક કાર્ય કરવાની ફરજ પાડી શકે, એ વાત સ્વપ્ને પણ ન લાવવી જોઇએ. આપણેજ* આ વાત સદા લક્ષમાં રાખવાની છે કે, કોઇએ ફરજ પાડવાથી યા કોઇની બીકથી આપણે કોઇ પણ કામ કરીશું તો ત્હેનું પરિણામ આસક્તિમાંજ આવશે; માટે કર્ત્તવ્ય કર્ત્તવ્યનો વિચાર દૂર ફેંકી દઇને આપણું સર્વસ્વ ઇશ્વરમાં અર્પણ કરો. આપણો દેહ, મન અને આપણું સર્વસ્વ ઇશ્વરના ચરણમાં સમર્પણ કરી દો.

આ કર્ત્તવ્ય બજાવવામાં જગતનાં બધાંજ કર્ત્તવ્યનો સમાવેશ અને સમાપ્તિ થઈ જાય છે, અને પછી એક પણ કર્મ "કર્ત્તવ્ય" તરીકે કરવાની ફરજ રહેતી નથી. આ સંસારરૂપી દાવાનળમાં કર્ત્તવ્યરૂપી પ્રચંડ અગ્નિ પ્રાણી માત્રને ભસ્મીભૂત કરી રહ્યો છે, ત્યાં આ આત્માર્પણ રૂપી અમૃત પાન કરો, એટલે એજ અગ્નિ ત્હમારે માટે ચંદ્રના જેવો શીતળ થઈ ત્હમને અનુપમેય સુખ શાન્તિ આપશે.

ઉંડાણથી જોતાં ક્રિયા માત્રમાં ખરેખરો કર્ત્તા કારવતા તો જુદો હોઇને આપણે તો માત્ર ત્હેના ઇચ્છાવાહક સેવકજ છીએ. ત્હેની ઇચ્છાનુસાર વર્તવાથી ત્હેને લગતા લાભહાનિ અથવા બક્ષિસ કે શિક્ષા સાથે આપણને કાંઈ પણ સંબંધ રહેતો નથી. જો ત્હમને બક્ષીસની ઇચ્છા હોય તો શિક્ષાને માટે પણ ત્હમારે તૈયારજ રહેવું જોઇએ. શિક્ષામાંથી છૂટવાનો માત્ર એકજ માર્ગ છે કે, બક્ષીસની લેશમાત્ર પણ ઇચ્છા કે ભાવના ઉત્પન્ન થવા દેવી નહિ; કારણ કે શિક્ષા અને બક્ષીસ, સુખ અને દુઃખ, લાભ અને હાનિ એ પ્રત્યેક જોડકું એક બીજાની સાથે સજ્જડ જોડાયેલું હોઇને જ્યાં એક

* અહિં જે કહેવામાં આવે છે તે જીજ્ઞાસુની ઉચ્ચ કોટીવાળાઓ માટેજ હોઇ પામર વિષયી માટે નથી એ ખાસ યાદ રાખવું. મંત્રી સ. સા.

હોય ત્યાં બીજું જવાનું જ. એ યુગ્મ કદાપિ વિભક્ત થવાનું જ નહિ. એક બાજુએ સુખ છે તો બીજી બાજુએ દુઃખ છે; એક તરફ જીવિત છે તો બીજી તરફ મૃત્યુ છે. જો ત્હમારે મૃત્યુની પેલી પારજ સદાના સચ્ચિદાનંદમય જીવનમાં જવું હોય તો હાલના અસત્ય—જડ—દુઃખમય જીવનની આસક્તિનો ત્યાગ કરી દેવો જોઇએ. એવી સ્થિતિમાં જ્યારે ત્હમે પ્રવેશ કરશો ત્યારે હાલનું જીવિત અને મૃત્યુ બેઉ એક સરખાં અથવા એક રૂપજ સ્હમજાવા માંડશે. હાલની પેઠે અહંમમત્વમય જીવન ચાલુ રાખવા છતાં તેને ભય કે દુઃખ રહીત કેવળ સુખવાળું અને અચળ બનાવી શકાવાની કલ્પના તો ન્હાનાં બાળકોનેજ માટે ઇષ્ટ છે. જેની દૃષ્ટિ સત્ય જ્ઞાનમય થવા માંડે છે તે તો એ કલ્પનાનો સત્વર ત્યાગ કરીને સુખી થાય છે; માટે કોઈ પણ કાર્ય કરવામાં સ્તુતિ અથવા બક્ષીસની લેશમાત્ર આસક્તિ કરશો નહિ.

કોઈ પણ સત્કાર્યનો આરંભ કર્યો એટલે ત્હેનાથી આપણું ગૌરવ વધશે એવો વિચાર આવવા લાગે છે. એકાદ નિરાશ્રીત ફંડમાં થોડા પૈસા આપ્યા કે, આપણું નામ ક્યાં ક્યાં વર્તમાન પત્રોમાં આવ્યું તેની શોધ આપણે પ્રથમજ કરવાના. આવી ફ્લેચ્છા અને તૃષ્ણાઓના પરિણામે આપણને દુઃખની પ્રાપ્તિ એક નહિ તો બીજી રીતથી યા બાબતથી થવીજ જોઇએ. જેઓએ જગત્ ઉપર ઘણાજ મહાન ઉપકાર કર્યા છે એવા અનેક અપ્રકટ મહાત્માઓ થઈ ગયા છે પણ તેઓ પોતાનાં નામ કે નિશાનની લેશ માત્ર પણ પરવા નહિ કરતાં જગતને છોડી ગયા છે એવા અપ્રકટ મહાત્માઓની તુલનામાં બુદ્ધ અને ક્રાઇસ્ટ જેવાઓ પણ ઉતરતી પંક્તિના લેખાય. તેમણે પોતાનાં નામ માત્ર પણ કોઇની જાણમાં આવવા દીધાં નથી. અનંતકાળ દરમ્યાન પ્રત્યેક દેશમાં એવા સેંકડો મહાત્માઓ થઈ ગયા છે,

અને પોતાનું ઇષ્ટિકાર્ય કરી ચાલ્યા ગયા છે. તેઓએ પોતાના શાંત અને અપ્રકટ જીવનદ્વારા જગતના ઉપર જે અનંત ઉપકારો કર્યા છે, ત્હેમના અતિ મહાન વિચારોજ સમય આવતાં બુદ્ધ અને ક્રાઇસ્ટ રૂપે જગત આગળ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયા છે. અસામાન્ય મહાત્માઓ પોતાના જ્ઞાનવડે નામ કે કીર્તિ મેળવવાની લેશ માત્ર પણ ઇચ્છા કરતા નથી; એટલુંજ નહિ પણ તેવી ઇચ્છા કરવાનું જરા પણ કારણ કે વ્યાજબીપણુંજ ત્હેમને ભાસતું નથી. તેઓ પોતાના વિચારો જગતને માટે છોડી અલિપ્તજ રહે છે. પોતાની સ્તુતિનો એકાદ શબ્દ સાંભળવો અથવા પોતાના નામનો એકાદ નવો ધર્મ અગર પંથ કાઢવો, એવો વિચાર સરખો પણ તેઓને ઉદ્ભવતો નથી. ખરા મહાત્માઓની એવી સ્થિતિ હોય છે. જેઓ નિત્ય શાંત હોય છે, અને સત્ય પ્રેમમાંજ અવસાન મેળવે છે, તેઓજ શુદ્ધ સાત્વિકતાની મૂર્તિ છે. હિમાલયની એક ગુહામાં એવા એક યોગી મહાત્માનાં મ્હને દર્શન થયાં હતાં. એવી અદ્ભૂત મૂર્તિ મ્હારા જોવામાં કદિ પણ આવી નથી. ત્હેનું પોતાપણું—અહંકાર—એટલે સુધી નષ્ટ થઇ ગયું હતું કે, ત્હેના અંતરમાંથી મનુષ્ય ભાવનાજ નષ્ટ થઇ ગએલી; અને ત્હેને બદલે સર્વથા ઇશ્વિરી અંશજ ભરાઇ ગયેલો કહી શકાય. ત્હેના એકાદ હસ્તને કોઈ પશુ આવીને કરડી ખાય તો તે તુર્તજ પોતાનો બીજો હસ્ત ત્હેની આગળ ધરતો; અને 'પરમેશ્વરની ઇચ્છાજ એવી છે' એમ તે બોલતો. જે જે કાંઇ થાય છે તે સઘળું પરમેશ્વરની ઇચ્છાથીજ થાય છે, એવો ત્હેનો સત્ય-દૃઢ નિશ્ચય થઇ ગયો હતો. ત્હેનાં દર્શન સાધારણ રીતે કોઇને પણ થતાં નહિ, તથાપિ તે પ્રેમ અને જ્ઞાનની કેવળ ચિન્મૂર્તિજ હતા.

એવા સાત્વિક પુરૂષોથી કંઇક ન્યૂન સત્વવાળા લોકો ચપળ સ્વભાવના હોય છે. જેઓ સાત્વિક પુરૂષોની પાસેથી મેળવેલા જ્ઞાનનો-

ઉપદેશ-પ્રચાર કરવાનું કામ કરે છે. ઉત્તમ કોટીના મનુષ્યો મહાન્ સદ્‌વિચારોને કેવળ શાંત રીતે એકત્ર કરતા રહે છે; ત્યારે આ દ્વિતીય વર્ગના લોકો જેવા કે—બુદ્ધ અને ક્રાઇસ્ટ તે વિચારોને સ્થળે સ્થળે પ્રચાર-ઉપદેશ કરે છે અને ધર્મનો વિસ્તાર કરે છે. ગૌતમ બુદ્ધના ચરિત્રમાં " હું પચીસમો બુદ્ધ છું " એમ વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પ્રથમના ચોવીસ બુદ્ધ કોણ હતા, તેઓએ શું કહ્યું છે વિગેરે હકીકત આપણા માનવ જાતીને ઉપલબ્ધ નથી; તોપણ તેઓનાજ જ્ઞાનના બળ વડે જેની જ્ઞાનરૂપી ઇમારતનો પાયો ચણાયો હતો તે પચીસમો બુદ્ધજ માત્ર આપણા જાણવામાં આવ્યો છે. અતિ ઉચ્ચ કોટીના મહાત્માઓ સર્વદા શાંત અને અજ્ઞાતજ હોય છે. વિચારના સત્ય સામર્થ્યને જાણનારા માત્ર તેજ પુરૂષો હોય છે. તેઓને પૂર્ણ ખાત્રી થએલી હોય છે કે, જો તેઓ કદાચ એકાદ ગુહામાં જઇને માત્ર પાંચજ સત્ય વિચારો કરે અને પછી તે સ્થાનનો ત્યાગ કરે, તોપણ પેલા પાંચ વિચારો ચિરંજીવજ રહેવાના. એવા શુદ્ધ સબળ વિચાર-તરંગો પર્વતની અનેક ગુહાઓ ફોડીને અને અનેક સમુદ્રો ઓળંગીને અખીલ સૃષ્ટિમાં ફરી વળે છે-પ્રસરી રહે છે, અને જ્યાં પણ જે પણ વ્યક્તિ ત્હેને ગ્રહણ કરવાને યોગ્ય હોય છે ત્હેમના હૃદયમાં અને મસ્તિષ્કમાં ઉંડા પ્રવેશી જઇ ત્હેમને જાગ્રત કરી દે છે. પછી તે મનુષ્યો એ વિચારોને પોતાની વાણી અને આચરણમાં વ્યક્ત કરે છે. જગત્‌નું કલ્યાણ કરવા માટે જગ્યાએ જગ્યાએ ફરીને જ્ઞાનનો ઉપદેશ કરવામાં વારંવાર વાદવિવાદ પણ થવાનો, અને અનેક પ્રકારના અંતરાય પણ આવવાનાજ. એમ કરવાને માટે પૂરેપૂરા રજોગુણની અપેક્ષા પણ ખરી; અને એમ કરવાથી કરનારમાં રહેલું રજસ ઘસાતું ચાલી સત્વ ખીલતું પણ ચાલે છે. વળી

એ ઉપદેશ—મતભેદ—ચર્ચા—અંતરાય ઇત્યાદિના પ્રતાપથી, ઉચ્ચ કક્ષાના મહાત્માઓના મુંગા વિચારોને ગ્રહણ નહિ કરી શકે એવા હજારો અને લાખો જીવોને પોતાથી મેળવી અને પચાવી શકાય તે જાતનો ઉન્નતિપ્રદ માનસિક ખોરાક મળ્યા કરે છે. જેમકે બે જુદા જુદા વિચાર ધરાવનાર માણસો અમસ્થા બેઠા હશે વા ચાલ્યા જતા હશે તો ત્હેની કોઇને ખબર નહિ પડે; પરંતુ તેઓ ચર્ચા અને વાદ-વિવાદ કરવા મંડી પડયા હશે તો મ્હોટું લોકોનું ટોળું ત્હેમની આસ-પાસ " શું છે, શું છે " કરતું ભેગું થઇ જશે અને બંનેનું કહેવું જાણવા મથીને તે વાત આખા ગામમાં ફેલાવી દેશે. અતિ ઉચ્ચ કક્ષાના મહાત્માઓ પોતાની શુદ્ધ સાત્વિક અવસ્થાને લીધે છેક એકાં-તમાં અને મુંગા રહેવા છતાં પણ ઉપલા કરતાં બહુ વધુ પ્રમાણમાં અને ઉચ્ચ પ્રકારની લોકસેવા બજાવી શકતા હોવાથી ત્હેમને પોતાને માટે ઉપર પ્રમાણેનું કાર્ય કરવું ઉચીત અને આવશ્યક હોતું નથી. શંકર, બુદ્ધ, ક્રાઇસ્ટ વગેરે જેવા પુરૂષો ગમે તેટલા મહાન હોય તો પણ ઉપર કહ્યા તેવા અતિ ઉચ્ચ મહાત્માઓ કરતાં તો ત્હેમનો દરજ્જો નીચોજ છે. આપણાં હૃદયમાં રજસ, તમસનો—વિકારનો થોડો પણ અંશ હોયા વગર જગતમાં આવીને કામ કરવું એ શક્ય નથી. કોઇ પણ કર્મ એ નામ પડયું એટલે ત્હેના મૂળમાં સાત્વિક આસક્તિ પણ લેશ માત્ર તો હોવાનીજ. અલબત્ત અમુક કક્ષાએ પહોંચ્યા પછી એવી આસક્તિ અને ત્હેનાં પરિણામ બંધનકારક નહિ થઇ શકતાં એક ખાસ જુદીજ વ્યવસ્થાથી તે પરમાર્થેજ જગતમાં વહેંચાઇ જાય છે; પરંતુ તે દશા આવવા અગાઉ તો પૂર્ણ નિરા-સક્તિ આવવાને ખાતર સાત્વિક આસક્તિનું પગથીયું પણ ચ્હડવુંજ પડવાનું. કર્મનો એ સ્વભાવ—નિયમજ છે; પરંતુ એકાદ ક્ષુદ્ર વા સામાન્ય કાર્ય કરીને તે બદલ મહત્કીર્તિની અપેક્ષા કરવી

